श्रीप्राचीनजैनसाहित्योद्धारग्रन्थावल्याश्चतुर्थं पुष्पम्

# मन्त्राधिराज-चिन्तामणि

अनेकजैनाचार्यविरचितः

## जैनस्तोत्रसन्दोहः

---

### तस्य द्वितीयो विभागः ।

सम्पादकः संशोधकश्च
पूज्यपाद-दक्षिणविहारिश्रीमदमरविजयमुनिवर्य-
चरणारविंदचञ्चरीकः
चतुरविजयो मुनिः ।

---

प्रसिद्धिकारकः
साराभाई मणिलाल नवाब-अमदावाद.

वीरसंवत् २४६२ प्रथमावृत्तौ प्रतयः ५०० सने १९३६
विक्रमसंवत् १९९२ मूल्यं रू ७-८-० आत्मसंवत् ३९



# સમર્પણ.



આગમોદ્ધારક આચાર્યદેવ શ્રી સાગરાનંદસૂરીશ્વરજીના

કરકમલમાં.

[illegible]

# વિષયસૂચી.

વિજયજીએ 'ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકળા×' નામનો એક સ્વતંત્ર પુસ્તક જેટલો વિસ્તૃત નિબંધ તૈયાર કરીને, આધુનિક મુદ્રણયુગમાં અદશ્ય થતી પ્રાચીન લેખનકળા અને તેનાં સાધનોના સંરક્ષણ કરવા તરફ જાહેર જનતાનું લક્ષ્ય દોર્યું. સાથે સાથે મેં પણ મારા પાંચ પાંચ વર્ષના અવલોકન દરમ્યાન મારા જાણવામાં આવી તેટલી સાધનસામગ્રીનો ઉપયોગ કરી 'ગુજરાતની જૈનાશ્રિત કળા અને તેનો ઇતિહાસ' તથા 'ચિત્રવિવરણ' નામના બે સ્વતંત્ર નિબંધો લખીને મોગલ સમય પહેલાંની ગુજરાતની, ખાસ કરીને જૈનોથી આશ્રય પામેલી ચિત્રકળા તરફ સૌથી પ્રથમ ધ્યાન દોરવા પ્રયત્ન કર્યો છે, અને મને જણાવતાં આનંદ થાય છે કે આવા વિકટ સમયમાં પણ મારા ધાર્યા કરતાં ઘણી જ સુંદર રીતે તે ગ્રંથની લગભગ બધી નકલો ખરીદી લઇને મારા કાર્યમાં આગળ વધવા જનતાએ ગર્ભિત રીતે પ્રેરણા કરી છે. અજાયબીની વાત તો એ છે કે શ્રીમાન્ અને ઉદાર એવી જૈન કોમના દરેકે દરેક આગેવાને તથા પૂજ્ય અને પવિત્ર એવા મુનિમહારાજાઓએ મને સાથ આપ્યો છે. આ રીતે ઉપર્યુક્ત ત્રણ વિભાગો પૈકી (૧) ચિત્રકળા અને (૨) લેખનકળાની સામગ્રી મેં જનતા સમક્ષ રજુ કરી છે, જ્યારે બાકી રહેલા (૩) મંત્રયંત્રાદિ વિભાગની જેટલી સામગ્રી મને પ્રાપ્ત થઇ છે તેમાંથી કેટલીક પ્રસ્તુત ગ્રંથમાં અને બાકીની સામગ્રી હવે પછી ટૂંક વખતમાં મારા તરફથી પ્રસિદ્ધ થનાર 'ભૈરવપદ્માવતીકલ્પ'માં પ્રસિદ્ધ કરવામાં આવશે. હું આશા રાખું છું કે જાહેર જનતા મારા આ સાહસને વધાવી લેશે અને મને બીજા અમૂલ્ય ગ્રંથોનું પ્રકાશન કરવા પ્રેરણા કરશે જ.

પ્રસ્તુત ગ્રંથમાં મુખ્યત્વે કરીને આદેય નામકર્મના ઉદયવાળા,

× આ નિબંધની પુસ્તકાકારે પણ થોડી નકલો બંધાવેલી છે, જેની કિંમત રૂા. ૮–૦–૦ આઠ રૂપૈઆ રાખવામાં આવી છે.

જંગમ કલ્પવૃક્ષ સમાન, પુરુષાદાનીય શ્રી પાર્શ્વનાથ પ્રભુને લગતાં મંત્રયંત્રાદિગર્ભિત તેમ જ યમકશ્લેષાદ્યલંકૃત નાની મોટી ૬૪ કૃતિઓનો સમાવેશ કરવામાં આવેલો છે. તે કૃતિઓની રચના કરનાર મહાપુરુષો વગેરેની ઐતિહાસિક ચર્ચા સંપાદકે પ્રસ્તાવનામાં કરેલી હોવાથી તે તરફ વાચકોનું ખાસ ધ્યાન ખેંચવાની રજા લઉં છું.

આટલા સૂચન બાદ આ પુસ્તકપ્રકાશનને અંગે જેમનો હું ઋણી છું તેમનું ઋણ જાહેર કરીને પણ અદા કરવાની શિષ્ટ પુરુષોની પ્રથાનું હું અનુકરણ કરું તે સ્થાને જ ગણાશે. પાટણ બિરાજતા પૂજ્ય પ્રવર્તકજી શ્રીકાંતિવિજયજી તથા તેઓશ્રીના પ્રશિષ્ય વિદ્વદ્વર્ય મુનિમહારાજ શ્રીપુણ્યવિજયજીનો અને દક્ષિણવિહારી શ્રીઅમરવિજયજી તથા પ્રસ્તુત ગ્રંથના સંપાદક અને સંશોધક પૂજ્ય ગુરુદેવ શ્રીચતુરવિજયજીનો અત્યંત આભારી છું.

આ ગ્રંથમાં છાપવામાં આવેલી કૃતિઓ પૈકી 'શ્રીઉવસગ્ગહરં-સ્તોત્ર'ની પાર્શ્વદેવગણિકૃત ટીકા પ્રથમ શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલી તે છાપવા પરવાનગી આપવા માટે શ્રીયુત જીવણચંદ સાકરચંદ ઝવેરીનો, તથા શ્રી જૈનાનંદ પુસ્તકાલય, સુરત અને શ્રી આત્મારામ જૈન જ્ઞાનમંદિર વડોદરાના વહીવટકર્તાઓનો પણ હસ્તલિખિત પ્રતો આપવા માટે આ તકે આભાર માનું છું. આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થઇને જે જે પૂજ્ય મુનિમહારાજાઓએ તથા ભાઇઓએ મ્હને ઉત્તેજિત કર્યો છે તેઓનો પણ આભાર માનું છું. ઇચ્છું છું કે—મ્હારાં ભવિષ્યનાં પ્રકાશનોમાં પણ મ્હારી સાથે ઉભા રહીને આ બધાજ મ્હારી ભાવનાને સફલ બનાવશે.

આ ગ્રન્થમાં છાપવામાં આવેલા યન્ત્રોના પ્રકાશનના છાપવા છપાવવાના સર્વહક્ક પ્રકાશકને જ સ્વાધીન હોવાથી પ્રકાશકની મંજુરી વિના કોઇપણ સંસ્થા અગર ગૃહસ્થને નહિ છપાવવા આગ્રહભરી વિનંતિ છે. વળી આ અતિ દુર્લભ યન્ત્રો પૂજનીય તથા વંદનીય છે તેમજ

મહાપુરુષોનાં ધ્યેય અને સાધકોના ધ્યેય જૂદાજૂદા હોવાથી ફલસિદ્ધિ થતી નથી. આ વિષે ઘણું ઘણું કહી શકાય તેમ છે, પરંતુ સ્થાનાભાવે તેની ચર્ચા હવે પછીના મ્હારા 'ભૈરવપદ્માવતીકલ્પ'ના પ્રકાશનમાં કરવાની ઇચ્છા રાખતો આ વિષય અત્રે જ સમાપ્ત કરું છું.

છાપકામ માટે, સૂર્યપ્રકાશ પ્રેસના માલિક, યંત્રના બ્લૉકો તથા ટાઇટલ વગેરે સુંદર રીતે છાપી આપવા માટે કુમાર કાર્યાલયવાળા શ્રીયુત બચુભાઇ રાવત, તથા યંત્રવિવરણના છાપ કામ માટે શ્રી શારદા મુદ્રણાલયના વ્યવસ્થાપકોનો અત્રે હું આભાર માનું છું.

છેવટે મ્હારા આ ગ્રન્થ પ્રકાશન કાર્યમાં પ્રેસદોષ અગર દૃષ્ટિદોષથી કાંઇપણ સ્ખલના રહી જવા પામી હોય તે સુજ્ઞ બંધુઓ સુધારી લેશે એવી ઇચ્છા રાખતો વિરમું છું.

સંવત ૧૯૯૨
ભાદ્રપદ શુક્લ દશમી
વડોદરા તા. ૨૬-૯-૧૯૩૬

પ્રકાશક
**સારાભાઈ મણિલાલ નવાબ**
નવી પત્થરચાલ; કૉલેજસામે
**વડોદરા.**

# अनुक्रमणिका

# પ્રાસંગિક નિવેદન.

જૈનો નીરાગ ઇશ્વર ( વીતરાગ )ના ઉપાસક છે. એમનું મુખ્ય ધ્યેય મોક્ષ છે અને મોક્ષાભિલાષી ખરા જૈનો રાગ દ્વેષાદિ દોષરહિત શ્રીજિનેશ્વર ( અર્હન્ ) શિવાય અન્યદેવોની કદિ પણ ઉપાસના કરે નહી. તથાપિ જેઓ તેટલી હદે પહોંચ્યા નથી એવા ઐહિક સુખના અભિલાષી ભવાભિનંદી જીવોને પણ સ્વાર્થ સાથે પરમાર્થ સધાય તેવા હેતુથી ભયાપહારક, રોગોપશામક, સંપદ્ વિજયાદિપ્રાપક અને સર્વ મનઃકામનાદાયક અનેક યંત્રો, મંત્રોની પણ પૂર્વાચાર્યોએ યોજના કરેલી છે. વિદ્યાપ્રવાદ નામના પૂર્વમાં એવા અનેક વિધાનો હતા એમ કહેવાય છે. હાલમાં પણ નમસ્કાર [1]મંત્રકલ્પ, શક્રસ્તવ (નમોત્થુણં) કલ્પ, લોગસ્સકલ્પ, સૂરિમંત્ર કલ્પ, વર્ધમાન વિદ્યાકલ્પ, ચિંતામણીકલ્પ, [2]જ્વાલામાલિની કલ્પ, પ્રત્યંગિરાકલ્પ, અંબિકાકલ્પ, ભૈરવપદ્માવતીકલ્પ,[3] હ્રીંકારકલ્પ, [4]ઘંટાકર્ણ મંત્રકલ્પ તેમજ અંગવિદ્યા વગેરે અનેક ગ્રંથો દૃષ્ટિગોચર થાય છે.

---

૧ કલ્પ એટલે શાસ્ત્ર તે અનેક જાતના હોય છે, ૧ તીર્થકલ્પ, ૨ વનસ્પતિ (ઔષધિ) કલ્પ, ૩ મંત્રયંત્રાદિ કલ્પ અને મણિકલ્પ વિગેરે.

૨ શ્રીચંદ્રપ્રભ તીર્થંકરની શાસન દેવતા સર્વાસ્ત્રા મહાજ્વાળા,

૩ આ કલ્પને કેટલાક વિદ્વાનો બૌદ્ધરચિત માને છે, પરંતુ ચૌદમી શતાબ્દીમાં થયેલા શ્રીજિનપ્રભસૂરિના કથનાનુસાર શ્રી પર્વત ઉપર ઘંટાકર્ણ સંજ્ઞક શ્રીમહાવીર હતા (જુઓ સિંધી જૈન-ગ્રંથમાળા તરફથી પ્રકટ થયેલા તીર્થકલ્પમાં ૪૫ મો ચતુરશીતિ મહા તીર્થ નામ સંગ્રહ કલ્પ) તેમની સ્તુતિરૂપ આ સ્તોત્ર સંભવે.

૪ પ્રેસમાં.

જાણવું જોઇએ. સંપૂર્ણ રામગ્રી ખાત્રી મેળવ્યા શિવાય કોઇ પણ વખત કાર્યો સિદ્ધ થતાં નથી.

જૈનદર્શન અનેકાંતિક છે. કાળ, સ્વભાવ, ભવિતવ્યતા, કર્મ અને પુરૂષાર્થ એ પાંચ સમવાયના સમન્વયે કાર્યની સિદ્ધિ સ્વીકારે છે. બીજ શુદ્ધ હોય તો પણ હવા, પાણી, અને મૃત્તિકા વગેરે સર્વ અનુકૂલ સાધનો હોય તોજ ફલ-પ્રાપ્તિ થાય છે, તે શિવાય બની શકે નહા. એજ પ્રમાણે મંત્રાદિકમાં પણ સમજવું. હાલમાં દુઃષમા કાળ છે, મનુષ્યોમાં દિનપ્રતિદિન શારીરિક તેમજ માનસિક બળની હાનિ થતી જાય છે, પુણ્યપ્રકૃતિની ખામી જોવામાં આવે છે, ગુરુગમની દુર્લભતા છે, અને સ્વાર્થ, પ્રમાદ, કષાયાદિકનું જોર વધતું જાય છે. આવા સંયોગોમાં અનાયાસે સિદ્ધિની પ્રાપ્તિ થવી શકય હોઇ શકે ખરી. ?

પ્રયત્ન કરનાર કોઈ પણ વ્યક્તિને હતાશ કરવાનો મારો આશય નથી. મેં માત્ર મારો અનુભવ દર્શાવ્યો છે. વિષય ગહન હોવાને લીધે સ્ખલના થવા સંભવ છે. પરંતુ તે તરફ લક્ષ્ય ન આપતાં ક્ષીરનીરના વિવેકી હંસચંચુવત્ વાચકો આમાંથી કાંઇક પણ સાર ગ્રહણ કરશે તો હું મારો પ્રયત્ન સફળ થયો માનીશ.

ઇત્યલં વિસ્તરેણ.

લી. મુનિ ચતુરવિજય. સિનોર.



(૩) છુટક પત્ર ઉપરથી ઉપલબ્ધ થયેલી સહેલી રીત-

| | | | | |
|---|---|---|---|---|
| | અરિ ૧૨ | સિદ્ધ ૧ | સાધ્ય ૨ | |
| સુસિદ્ધ ૧૧ | અઃ, ઠ. ભ. ઞ, / ઐ, ઞ, ઠ, | અ, ક, ડ, સ, | આ ખ, ઢ, ય, / ઇ, ગ, ણ, ર, | સુસિદ્ધ ૩ |
| સાધ્ય ૧૦ | ઓ, ઞ, ઠ, ડ | अ क ड म<br>च क्र | ઈ, ઘ, ત, લ, | અરિ ૪ |
| સિદ્ધ ૯ | ઔ, ઞ, ઝ, / ૠ, જ, ન, ષ | ઋ, છ, ધ, ષ | ઊ, ચ, દ, શ, / ઉ, ઙ, થ, વ, | સિદ્ધ ૫ |
| | અરિ ૮ | સુસિદ્ધ ૭ | સાધ્ય ૬ | |

આ કોષ્ટક બનાવી સાધકના નામાક્ષરથી સાધ્યમંત્રના આદ્યાક્ષર અથવા મંત્રના અધિપતિદેવના નામના આદ્યાક્ષર સુધી ગણીયે. તેમ ગણતાં ૧, ૫, ૯ સંખ્યામાં આવે તો સિદ્ધ ૨, ૬, ૧૦ આવે તો સાધ્ય ૭, ૧૧ હોય તો સુસિદ્ધ અને ૪, ૮, ૧૨ મા નંબરે આવે તો શત્રુ સમજવો. ફળ ઉપર પ્રમાણે.

( ૪ ) સિદ્ધનાગાર્જુન કક્ષપુટકમાં કહ્યું છે કે—

અનુસ્વાર, વિસર્ગ, જિવ્હામૂલીય તેમજ અપભ્રંશાક્ષરોને બાદ કરી સાધ્ય તથા સાધકના નામના કેવળ વ્યંજન અને સ્વરો જુદા જુદા લખી વ્યંજનથી વ્યંજન, સ્વરથી સ્વર, આદ્યથી આદ્ય અને બીજાથી બીજા એમ સર્વને શોધીયે અને અનુક્રમે મુકી સિદ્ધ સાધ્યાદિ ભેદ ઉપજાવીયે. આ વિધિ જરા અઘરી હોવાથી સામાન્ય રીતે સમજમાં આવે તેમ નથી. )

( ૫ ) મંત્રપદ્ધતિના મતે—

આડાં, ઉભાં ચાર ચાર કોષ્ઠકો બનાવી અકારથી હ સુધીની વર્ણ માત્રિકા લખીયે. [૧]અને જે ચોરસમાં સાધકના નામના આદ્યાક્ષર હોય ત્યાંથી મંત્રના આદિ વર્ણ સુધી ગણીયે. અને સિદ્ધ, સાધ્યાદિનો નિશ્ચય કરીયે.

તે કોષ્ઠક આ પ્રમાણે—

| | | | |
|---|---|---|---|
| અં, ક, થ, હ, | ઉ, ઙ, પ, | આ, ખ, દ, | ઊ, ચ, ફ, |
| ઓ, ડ, વ, | લૃ, ઝ, મ, | ઔ, ઢ, શ, | લૄ, ઞ, ય, |
| ઈ, ધ, ન, | ઋ, જ, ભ, | ઇ, ગ, ઘ, | ૠ, છ, બ, |
| અઃ, ત, સ, | ઐ, ઠ, લ, | અ ણ, પ, | એ, ટ, ર, |

૧ માતૃકાના અક્ષરો લખવાનો ક્રમ—અકારથી પ્રારંભી ૧૬ સ્વર અને સર્વ વ્યંજન અનુક્રમે ૧, ૩, ૧૧, ૯, ૨, ૪, ૧૨, ૧૦, ૬, ૮, ૧૬, ૧૪, ૫, ૭, ૧૫, ૧૩, આ દર્શાવેલાં કોષ્ઠકોમાં લખીયે.

૫ એક મંત્રાક્ષર, બીજો નામાક્ષર, ત્રીજો મંત્રાક્ષર એવી રીતે સંકલિત કરવાં તે ગ્રથન. ૠ્હીં દે ૠ્હીં વ ૠ્હીં દ ૠ્હીં ત્ત ૠ્હીં.

૬ મંત્રના બે બે અક્ષરો બાદ એકેક નામાક્ષર મૂકવો તે વિદર્ભણ.

ઉદાહરણ—ૠ્હીં ત્ત ૠ્હીં દ ૠ્હીં ત્ત ૠ્હીં દે.

સુગમતા ખાતર અહિં ૠ્હીંકારમાત્રથી ઉદાહરણ જણાવેલ છે. પરંતુ સંપ્રદાયાનુસાર અન્ય બીજાક્ષરોથી પણ બની શકે છે.

## પંચોપચાર પૂજા.

મંત્રની આરાધના દરમ્યાન સાધકે દરરોજ સાધ્ય દેવની પંચોપચાર પૂજા કરવી જોઇએ. તેનો ક્રમ—

ॐ ह्रीं नमोऽस्तु[1]........एहि एहि संवौषट् આહ્‌વાન.

,, ........तिष्ठ तिष्ठ ठः ठः ठः સ્થાપન.

,, ....... मम सन्निहिता भव भव वषट् સન્નિધીકરણ

---

એ જ પ્રમાણે મસ્તક ઉપર ચારે દિશામાં સ્થાપન કરી જાપ કીજે

અન્ય મત પ્રમાણે પ્રથમ પદ નાભિએ, બીજુ પદ હૃદયે, ત્રીજુ પદ કંઠે, ચોથુ પદ મુખે અને પંચમ પદ મસ્તકે સ્થાપન કરવાથી અંગરક્ષા કરાય છે.

વિશેષ માટે જુઓ 'આત્મરક્ષા' 'જિનપંજર' વગેરે સ્તોત્રો.

૧ આ ખાલી જગ્યાએ જે દેવની આરાધના હોય તેનું નામ બોલીયે. જેમ કે " ભગવતિ ! પદ્માવતિ । દેવિ । "

,, ........गन्धादीन् गृण्ह गृण्ह नमः પૂજન.

,, ........स्वस्थानं गच्छ जः जः जः વિસર્જન.

आह्वानं नैव जानामि न च जानामि पूजनम् ।
विसर्जनं न जानामि प्रसीद परमेश्वर ! [२] ॥
आज्ञाहीनं क्रियाहीनं मन्त्रहीनं च यत् कृतम् ।
क्षमस्व देव ! तत् सर्वं प्रसीद परमेश्वर ! ॥

આવી રીતે અનેક બાબતો સાધકે જાણવાની જરૂર હોય છે. મેં તો માત્ર રૂપરેખા બતાવી છે. આને કોઇએ સંપૂર્ણ વિધિ માની લેવાની ભૂલ કરવી નહી. સંપૂર્ણ વિધિ તો તત્વનો જ્ઞાતા ગુરુ ઉપર રહી શીખવે તોજ પ્રાપ્ત થાય અને સાધનામાં ફતેહમંદ પણ ત્યારેજ થવાય. તે શિવાય પોતાની મેળે પુસ્તકાદિ સાધન ઉપરથી જેઓ પ્રયત્ન આદરે છે તે તો માત્ર હવામાં બાચકા ભરવા જેવુંજ કરે છે. કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય કહે છે કે—

ध्यानं विधित्सता ज्ञेयं ध्याता ध्येयं तथा फलम् ।
सिध्यन्ति न हि सामग्रीं विना कार्याणि कर्हिचित् ॥

યોગશાસ્ત્ર પ્ર. ૭. શ્લો. ૧.

ભાવાર્થ—ધ્યાન કરવાની ઇચ્છાવાળા મનુષ્યોએ, ધ્યાન કરનારમાં કેટલી યોગ્યતા હોવી જોઇએ ?, જેનું ધ્યાન કરવું છે તે ધ્યેય કેવું હોવું જોઇએ ? અને ધ્યાન કરવાથી ફળ શું થાય ? એ ત્રણે ( ધ્યાતા, ધ્યેય અને ફળ )નું સ્વરૂપ

---

૨. દેવી હોય તો દેવિ ! અને પરમેશ્વરિ ! એમ સ્ત્રીલિંગ વાક્ય ઉચ્ચારીયે.

જાણવું જોઇએ. સંપૂર્ણ સામગ્રી ખાત્રી મેળવ્યા શિવાય કોઇ પણ વખત કાર્યો સિદ્ધ થતાં નથી.

જૈનદર્શન અનેકાંતિક છે. કાળ, સ્વભાવ, ભવિતવ્યતા, કર્મ અને પુરૂષાર્થ એ પાંચ સમવાયના સમન્વયે કાર્યની સિદ્ધિ સ્વીકારે છે. બીજ શુદ્ધ હોય તો પણ હવા, પાણી, અને મૃત્તિકા વગેરે સર્વ અનુકૂલ સાધનો હોય તોજ ફલપ્રાપ્તિ થાય છે, તે શિવાય બની શકે નહા. એજ પ્રમાણે મંત્રાદિકમાં પણ સમજવું. હાલમાં દુઃષમા કાળ છે, મનુષ્યોમાં દિનપ્રતિદિન શારીરિક તેમજ માનસિક બળની હાનિ થતી જાય છે, પુણ્યપ્રકૃતિની ખામી જોવામાં આવે છે, ગુરુગમની દુર્લભતા છે, અને સ્વાર્થ, પ્રમાદ, કષાયાદિકનું જોર વધતું જાય છે. આવા સંયોગોમાં અનાયાસે સિદ્ધિની પ્રાપ્તિ થવી શકય હોઇ શકે ખરી. ?

પ્રયત્ન કરનાર કોઇ પણ વ્યક્તિને હતાશ કરવાનો મારો આશય નથી. મેં માત્ર મારો અનુભવ દર્શાવ્યો છે. વિષય ગહન હોવાને લીધે સ્ખલના થવા સંભવ છે. પરંતુ તે તરફ લક્ષ્ય ન આપતાં ક્ષીરનીરના વિવેકી હંસચંચુવત્ વાચકો આમાંથી કાંઇક પણ સાર ગ્રહણ કરશે તો હું મારો પ્રયત્ન સફળ થયો માનીશ.

ઇત્યલં વિસ્તરેણ.

લી. મુનિ ચતુરવિજય. સિનોર.

તૈયાર થાય છે ।　　　　　તૈયાર થાય છે ।

જૈન મન્ત્રશાસ્ત્રનો મહાન ગ્રન્થ

# શ્રી ભૈરવપદ્માવતીકલ્પ

ગુજરાત કૉલેજના સંસ્કૃત તથા અર્ધમાગધી

ભાષાના અધ્યાપક

## પ્રો. કે. વી. અભ્યંકર

તથા વિદ્વદ્વર્ય મુનિમહારાજ

## શ્રી પુણ્યવિજયજી તથા શ્રી ચતુરવિજયજી

દ્વારા સંશોધિત તથા સંપાદિત

**શ્રી મલ્લિષેણસૂરિ વિરચિત તેમના જ ગુરુભાઇ શ્રી બન્ધુષેણની**

દરેકે દરેક શબ્દ ઉપરની વિસ્તૃત ટીકા સહિત

### શ્રી ભૈરવપદ્માવતીકલ્પ

જેની સંપૂર્ણ ટીકાયુક્ત હસ્તલિખિત પણ જવલ્લેજ અને મહામુસીબતે મળે છે તે આ ગ્રંથ અમારા તરફથી લીંબડી, અમદાવાદ, પાટણ, વડોદરા તથા પૂજ્ય મુનિવર્યોના ગ્રંથભંડારોની પ્રતો મેળવીને છાપવો શરૂ કર્યો છે. આ ગ્રંથમાં દસ અધ્યાય છે, અને તેમાં મન્ત્રસાધનાને લગતા દરેક અંગનું વિસ્તારથી સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. વધુમાં તેમાં જણાવેલ અધિકારો ઉપરથી જૂની હસ્તલિખિત પ્રતો ઉપરથી આચાર્યશ્રી જંયસૂરિશ્વરજીએ તૈયાર કરેલા બેતાલીશ યંત્રોના બ્લોકો બનાવી આર્ટપેપર ઉપર છાપીને મૂકવાના છે.

# પરિશિષ્ટમાં

૭ અધ્યાયની વ્યાખ્યાવાળો **श्री अद्भुत पद्मावती कल्प, श्रीरक्त पद्मावती पटल, श्री पद्मावती दण्डक, श्री पद्मावती सहस्रनाम, श्री पद्मावती मंत्राम्नाय विधि** તથા **श्री** મલ્લિષેણસૂરિ વિરચિત **श्री सारस्वत कल्प**, શ્રી બપ્પભટ્ટિસૂરિ વિરચિત **श्री सारस्वत कल्प** શ્રી જિનપ્રભસૂરિ વિરચિત **श्री पद्मावती चतुष्पदी** અને **श्री अंबिका कल्प** વગેરે યંત્રો સહિત તથા યક્ષ યક્ષિણીઓનાં પ્રાચીન ચિત્રો વગેરે આપવાનાં છે. કુમાર પ્રિન્ટરીમાં છપાએલ સંપૂર્ણ ગ્રન્થ, પાકું બાઇન્ડીંગ છતાં અગાઉથી ગ્રાહક થનાર પાસેથી કિમ્મત ફક્ત રૂા. ૧૦—૦—૦; પાછળથી રૂા. ૧૫—૦—૦. ગ્રાહક થનારે અગાઉથી રૂપીઆ મનીઑર્ડરથી નીચેના સરનામે મોકલવા:

**નવાબ સારાભાઇ મણિલાલ**
નાગજી ભુદરની પોળ—અમદાવાદ.

# પ્રસ્તાવના.

यत्र तत्र समये यथा तथा योऽसिसोऽस्यभिधया यया तया।
वीतदोषकलुषः स चेद् भवानेक एव भगवन्! नमोऽस्तु ते ॥

—શ્રીહેમચંદ્રાચાર્ય.

**અનેક** જૈન મહાત્માઓની અપ્રતિમ પ્રતિભારૂપ સૂક્તા-સમૂહમાંથી વેરાએલાં અને જૈનસાહિત્યરૂપ વિશાળ મહાસાગરના ઉદરમાં સંતાએલાં ૧૧૦ અપૂર્વ સ્તોત્ર મૌક્તિકોનો સંગ્રહ કરી, યોગ્ય સંસ્કાર આપી, અને યથાસ્થાને સંયોજી ઈ. સ. ૧૯૩૨માં જૈન સ્તોત્ર સંદોહના પ્રથમ વિભાગ તરીકે અમોએ અર્ઘહારની ભેટ ધરી હતી. જેનો એતદ્દેશીય તેમજ પાશ્ચાત્ય સાક્ષરોએ સાભાર સ્વીકાર કરી અમારા આનંદમાં વધારો કર્યો હતો. તેથી તેના સમાનકોટીના બલ્કે તેથી પણ વિશેષ કિંમતી અન્ય સ્તોત્રરત્નોથી પરિપૂર્ણ આ તેનો દ્વિતીય વિભાગ આજે પુનઃ સાદર ભેટ કરવામાં આવે છે. આશા છે કે એને પણ વિદ્વાનો હૃદયપટ પર સ્થાન આપી પોતાના આત્માને જરૂર અલંકૃત બનાવશે.

પ્રસ્તુત વિભાગમાં માત્ર જૈનોના ત્રેવીસમા તીર્થંકર પુરૂષાદાનીય શ્રીપાર્શ્વનાથને લગતાં મંત્રયંત્રાદિગર્ભિત તેમજ યમકશ્લેષાદ્યલંકૃત ૬૪ સ્તોત્રો આપવામાં આવેલ છે, જેમાંથી કેટલાંકનો કર્તાઓનો તો નામ સરખો પણ ઉલ્લેખ મળી શક્તો નથી, અને કેટલાક આચાર્યોની એકથી વધુ કૃતિઓ અત્રે સંગ્રહિત કરેલી હોવાથી કર્તાના નામની સંખ્યા ૪૦ની થાય છે. તે આ પ્રમાણે—

૧ શ્રીભદ્રબાહુસ્વામી, ૨ શ્રીમાનતુંગસૂરિ, ૩ ધર્મઘોષસૂરિ, ૪ સુશ્રાવક શિવનાગ, ૫ મહાકવિ બિલ્હણ, ૬ પાર્શ્વદેવગણિ, ૭ સાગ-

શ્રીયશોભદ્રસૂરિના શિષ્ય ૧૪ પૂર્વધર ( પંચમશ્રુતકેવલી ) ચંદ્રગુપ્ત[3]ના સમયમાં થયા હતા અને વીરનિર્વાણ ૧૭૦મા વર્ષે દેવ

---

अरिहंते वंदित्ता चउदसपुव्वी तहेव दसपुव्वी ।
एक्कारसंगसुत्तधारए सव्वसाहू य ॥

ઓઘનિર્યુક્તિ પ્રથમગાથા.

આ ગાથામાં દશપૂર્વિ વગેરેને નમસ્કાર કરવાથી નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વી નથી એમ ચોક્કસ થાય છે. અને એટલા માટે જ ટીકાકાર શંકા ઉઠાવે છે કે–'**भद्रबाहु स्वामिनश्चतुर्दशपूर्वधरत्वात् दशपूर्वधरादीनां न्यूनत्वात् किं तेषां नमस्कारमसौ करोति ? ।**' પરંતુ તે સમયે ઐતિહાસિક સાધનોની બહુધા દુર્લભતા હોવાને કારણે પારંપરિક પ્રઘોષને અનુસારે નિર્યુક્તિકારને ચતુર્દશપૂર્વધર કલ્પીને યથામતિ શંકાનું સમાધાન કરેલ છે.

**दशवैकालिकस्य च निर्युक्तिश्चतुर्दशपूर्वविदा भद्रबाहुस्वामिना कृता ।** –મલયગિરિકૃતા પિંડનિર્યુક્તિવૃત્તિ.

**अस्य चातीवगम्भीरार्थतां सकलसाधु–श्रावकवर्गस्य-नित्योपयोगितां च विज्ञाय चतुर्दशपूर्वधरेण श्रीभद्रबाहुस्वामिना तद्व्याख्यारूपा ' आभिनिबोहियनाणं सुअनाणं चेव ओहिनाणं च ।' इत्यादिप्रसिद्धग्रन्थरूपा निर्युक्तिः कृता ।**

—મલધારિ હેમચંદ્રસૂરિકૃતા શિષ્યહિતાખ્યા વિશેષાવશ્યકવૃત્તિ.

૩ ચંદ્રગુપ્તનો રાજ્યારોહણ કાળ વીરનિર્વાણથી ૧૫૫ મું વર્ષ છે. જુઓ પરિશિષ્ટ પર્વ. સર્ગ ૮માનો નિમ્નલિખિત શ્લોક—

एवं च श्रीमहावीरमुक्तेर्वर्षशते गते ।
पञ्चपञ्चाशदधिके चन्द्रगुप्तोऽभवन्नृपः ॥ ३३९ ॥

४ वीरमोक्षाद् वर्षशते सप्तत्यग्रे गते सति ।
भद्रबाहुरपि स्वामी ययौ स्वर्गं समाधिना ॥

—परिशिष्ट पर्व स. ९. श्लो. ११२

સોક પામ્યા હતા. એમના જીવન વિષે જુનામાં જુનો ઉલ્લેખ મારા ધારવા પ્રમાણે આવશ્યકનિર્યુક્તિમાં દષ્ટિગોચર થાય છે. તેમાં શ્રીસ્થૂલિભદ્રને પૂર્વની વાચના આપ્યાની હકીકત છે. પરંતુ વરાહમિહર તેમજ એમણે રચેલા ગ્રંથો સંબંધી નામનિશાન પણ નથી. જો નિર્યુક્તિઓ વગેરે ગ્રંથો એમની કૃતિ હોત તો સમર્થ વિદ્વાન્ શ્રીહેમચંદ્રાચાર્ય તેનો ઉલ્લેખ કર્યા સિવાય રહેત નહી.

આવશ્યકનિર્યુક્તિની ગાથા ૨૩૦માં શ્રીવજ્રસ્વામીનો[૫] અને ૨૩૨માં શ્રીઆર્યરક્ષિતનો[૬] અનુયોગના પૃથક્કરણના અંગે ઉલ્લેખ આવે છે. ત્યાર બાદ સાત નિન્હવો પરત્વે વર્ણન કરતાં મહાવીર નિર્વાણ બાદ ૪૦૯મે વર્ષે બોટિક (દિગંબર) મતની ઉત્પત્તિ જણાવેલ છે. આ રહી તે ગાથાઓ—

बहुरय पएस अव्वत्त सामुच्छा दुग तिग अवद्धिआ चेव ।
एएसिं निग्गमणं वोच्छामि अहाणुपुव्वीए ॥ २३५ ॥
बहुरय जमालिपभवा जीवपएसा य तीसगुत्ताओ ।
अव्वत्ता साढाओ सामुच्छेअस्समित्ताओ ॥

---

૫ વી. નિ. સંવત્ ૪૯૬ (વિક્રમ સં. ૨૬)માં વજ્રનો જન્મ, વી. નિ. સં. ૫૦૪ ( વિ. સં. ૩૪ )માં દીક્ષા, વી. નિ. સં. ૫૪૮ ( વિ. સં. ૭૮ )માં યુગપ્રધાનપદ અને વી. નિ. સં. ૫૮૪ ( વિ. સં. ૧૧૪ )માં સ્વર્ગવાસ થયો હતો.

૬ વી. નિ સં. ૫૨૨ (વિ. સં. ૫૨)માં જન્મ, વી. નિ. સં. ૫૪૪ (વિ. સં. ૭૪ )માં દીક્ષા, વી. નિ. સં. ૫૮૪ ( વિ. સં. ૧૧૪ )માં યુગપ્રધાનપદ, અને વી. નિ. સં. ૫૯૭ (વિ. સં. ૧૨૭) માં સ્વર્ગવાસ થયો હતો. માથુરી વાચનાનુસાર ૫૮૪માં સ્વર્ગવાસ મનાય છે.

गंगाओ दोकिरिया छलुगा तेरासियाण उप्पत्ती ।
थेरा य गोट्ठमाहिल पुट्ठमवद्धं परूविंति ॥

सावत्थी उसभपुरं सेयंविया मिहिल उल्लुगातीरं ।
पुरिमंतरंजिया दसरह वीरपुरं च नयराइं ॥

चोद्दस सोलस वासा चोद्दस वीसुत्तरा य दुण्णि सया ।
अट्ठावीसा य दुवे पंचेव सया य चोआला ॥ २३९ ॥

पंच सया चुलसीओ छच्चेव सया नवुत्तरा हुंति ।
नाणुप्पत्तीए दुवे उप्पन्ना निव्वुए सेसा ॥ २४० ॥

ઇત્યાદિ ગા. સુધી.

અર્થ—ભગવાન મહાવીરને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી ચૌદ વર્ષે શ્રાવસ્તી નગરીમાં જમાલિ આચાર્યથી બહુરત નિન્હવ થયા. ૧, ભગવાનની જ્ઞાનોત્પત્તિ પછી સોળ વર્ષે ઋષભપુર નગરમાં તિષ્યગુપ્તાચાર્યથી છેલ્લા પ્રદેશમાં જીવત્વ માનનાર નિન્હવ થયા. ૨, ભગવંતના નિર્વાણ કાળ પછી બસોને ચૌદ વર્ષે શ્વેતંબિકાનગરીમાં આષાઢાચાર્યથી અવ્યક્તવાદી નિન્હવ થયા. ૩, ભગવાનના નિર્વાણ પછી બસોને વીસ વર્ષે મિથિલાનગરીમાં અશ્વમિત્રાચાર્યથી સામુચ્છેદિક નિન્હવ થયા. ૪, બસોને અઠ્ઠાવીસ વર્ષે ઉલ્લુકાતીરે ગંગાચાર્યથી દ્વિક્રિય નિન્હવ થયા. ૫, પાંચસોને ચુમાલીસ વર્ષે અંતરંજીકાનગરીમાં ષડુલ્લુકાચાર્યથી ત્રૈરાશિક નિન્હવ થયા. ૬, પાંચસોને ચોરાસી વર્ષે દશપુરનગરમાં સ્પૃષ્ટ કર્મ પ્રરૂપનાર સ્થવિર ગોષ્ઠામાહિલથી અબદ્ધિક નિન્હવ થયા. ૭, અને આઠમા બોટિક (દિગંબર) નિન્હવ રથવીરપુરનગરમાં ભગવંતના નિર્વાણ પછી છસોને નવ વર્ષે થયા. ૮, એવી રીતે ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી બે અને નિર્વાણ પછી ૬ એમ આઠ નિન્હવ થયા.

આથી પણ નિર્યુક્તિકાર ભદ્રબાહુસ્વામી પંચમ શ્રુતકેવલીથી ભિન્ન હોવાનો નિશ્ચય થાય છે. કારણ કે પૂર્વે થઈ ગએલ વ્યક્તિ

ભવિષ્યમાં થનાર માટે 'અમુક વર્ષે અમુક થયો.' એવો પ્રયોગ કરે નહી, માટે નિર્યુક્તિકાર શ્રીભદ્રબાહુનો સમય વીરનિર્વાણ બાદ ૧૭૦મે વર્ષે હોઈ શકે નહી.

શ્રીસંઘતિલકસૂરિકૃત સમ્યક્ત્વસપ્તતિકાવૃત્તિ,[૭] વગેરે શ્વેતાંબર ગ્રંથોમાં શ્રીભદ્રબાહુને પ્રખર જ્યોતિષી વરાહમિહરના ભાઈ તરીકે વર્ણવેલા છે.[૮] વરાહમિહરના રચેલા ચાર ગ્રંથો અત્યારે ઉપલબ્ધ થાય છે.[૯] તેમાં છેલ્લો ગ્રંથ ખગોલ શાસ્ત્રનું વ્યવહાર જ્ઞાન આપનાર

૭ तत्थ य चउदसविज्जाठाणपारगो छक्कम्मकम्मविऊ पयईए भद्दओ भद्दबाहू नाम माहणो हुत्था । तस्स परमपिम्मसरसीरुहमिहरो वराहमिहरो सहोयरो।

—સંઘતિ૦ સમ્યક્ત્વસ૦ ।

૮. વરાહમિહરનો જન્મ ઉજ્જેન આગળ થયો હતો. એણે ગણિતનું કામ આસરે ઈ. સ. ૫૦૫માં કરવા માંડ્યું, અને એના એક ટીકાકારના કહેવા પ્રમાણે એ ઈ. સ. ૫૮૭માં મરણ પામ્યો.

—પ્રો. એ. મૅકડોનલકૃત સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ પૃ. ૫૬૪

૯. 'બૃહત્સંહિતા' (જે ૧૮૬૪–૧૮૬૫ની "Bibliothica Indica"માં કર્ને પ્રસિદ્ધ કરી છે. અને "Journal of Asiatic Society"ના ચોથા પુસ્તકમાં એનું ભાષાંતર થયું છે. એ જ ગ્રંથની ભટ્ટોત્પલની ટીકા સાથની નવી આવૃત્તિ ૧૮૯૫–૯૭માં એસ. દ્વિવેદીએ બનારસમાં પ્રસિદ્ધ કરી છે. होराशास्त्र (જેનું મદ્રાસના સી આયરે ૧૮૮૫માં ભાષાંતર કર્યું છે). लघुजातक (જેના થોડાક ભાગનું વેબરે અને જૅકોબીએ ૧૮૭૨માં ભાષાંતર કર્યું છે.) અને पंचसिद्धान्तिका બનારસમાં થીબો અને એસ દ્વિવેદીએ ૧૮૮૯માં પ્રસિદ્ધ કરેલ છે અને તેના મોટા ભાગનું ભાષાંતર પણ કર્યું છે.

**पंचसिद्धान्तिका** नामनो छे. तेमां तेनो रचना काळ शाके ४२७ जणावेल छे. जुओ निम्नलिखित आर्या—

**सप्ताश्विवेद (४२७) संख्यं शककालमपास्य चैत्रशुक्लादौ ।**
**अर्द्धास्तमिते भानौ यवनपुरे सौम्यदिवसाद्ये ॥**

वराहमिहरनो समय ईस्वीसनना छट्ठा सैकानो छे ( ५०५–५८५ सुधीमां ) तेथी बीजा भद्रबाहुनो समय पण छट्ठो सैको निर्विवाद सिद्ध थाय छे अने

**'तेहिं नाणवलेण वराहमिहरवंतरस्स दुच्चिट्ठियं नाऊण सिरिपासस्सामिणो 'उवसग्गहरं' थवणं काऊण संघकए पेसियं ।'**

–संघतिलककृत सम्यक्त्वसप्ततिकावृत्ति (सं. १४२२)

इत्यादि वृत्तांत ध्यानमां लईए तो उवसग्गहरंस्तोत्रना प्रणेता आज **भद्रबाहुस्वामी** निश्चित थाय छे.

एमना रचेला ग्रंथो—

१ आवश्यक निर्युक्ति.[१०]
२ दशवैकालिक ,,
३ उत्तराध्ययन ,,
४ आचारांग ,,
५ सूत्रकृतांग ,,

---

१०. आ निर्युक्तिओनां नाम ग्रंथकार पोते आ प्रमाणे जणावे छे—

**आवस्सयस्स दसकालियस्स तह उत्तरज्झमायारे ।**
**सूयगडे निज्जुत्तिं वोच्छामि तहा दसाणं च ॥**
**कप्पस्स य निज्जुत्तिं ववहारस्स य परमनिउणस्स ।**
**सूरियपण्णत्तीए वोच्छं इसिभासियाणं च ॥**

—आवश्य. नि. गा. ८२–८३

૬ સૂર્યપ્રજ્ઞપ્તિ નિર્યુક્તિ.[11]

૭ ઋષિભાષિત નિર્યુક્તિ મૂળ પણ પોતે રચેલું અને નિર્યુક્તિ પણ પોતે રચી છે.

૮ વ્યવહારસૂત્ર નિર્યુક્તિ

૯ બૃહત્કલ્પસૂત્ર નિર્યુક્તિ

૧૦ દશાશ્રુતસ્કંધ[12]

૧૧ પિંડ નિર્યુક્તિ.[13]

૧૨ સંસક્તક નિર્યુક્તિ.

૧૩ ઓઘનિર્યુક્તિ.

૧૪ ભદ્રબાહુ સંહિતા.[14]

૧૫ નવગ્રહશાંતિસ્તોત્ર.[15]

૧૬ દ્વાદશ ભાવજન્મ પ્રદીપ.[16]

---

૧૧. આ નિર્યુક્તિ અત્યારે ઉપલબ્ધ નથી. જુઓ નિમ્નલિખિત ઉલ્લેખ—

अस्या निर्युक्तिरभूत् पूर्वं श्रीमद्भद्रबाहुसूरिकृता ।
कलिदोषात् साऽनेशत् व्याचक्षे केवलं सूत्रम् ॥

—મલયગિરિકૃતા સૂર્યપ્રજ્ઞપ્તિવૃત્તિ.

૧૨. પંજાબમાં આવેલા રૂગવાડા ગામમાં યતિજીના જ્ઞાનભંડારમાં સંપૂર્ણ પ્રાચીન પ્રતિ છે. હાલમાં મંગલનિમિત્તે પર્યુષણપર્વમાં વંચાય છે તે કલ્પસૂત્ર આ ગ્રંથનું આઠમું અધ્યયન છે.

૧૩ येनैषा पिण्डनिर्युक्तिर्युक्तिरम्या विनिर्मिता ।
द्वादशाङ्गविदे तस्मै नमः श्रीभद्रबाहवे ॥

—મલયગિરિકૃતા પિંડનિર્યુક્તિવૃત્તિ.

૧૪. ૧૫. આ બન્ને ગ્રંથો માટે નિશ્ચય નથી. હાલમાં જે ' ભદ્રબાહુસંહિતા ' એ નામનું પુસ્તક છપાયું છે તે આ ભદ્રબાહુકૃત નથી.

૧૬. આ ગ્રંથ સંસ્કૃત પદ્યબંધ છે. એનો ત્રુટક ભાગ અમારા જોવામાં આવેલો છે.

૧૭ વસુદેવહિંડી. ૧૭ આ ગ્રંથ મૂળ પ્રાકૃતમાં રચેલો કે જે સવા લાખ શ્લોક પ્રમાણ હતો એમ પ્રસિદ્ધ શ્રીહેમચંદ્રાચાર્યના ગુરૂ શ્રીદેવચંદ્રસૂરિ જણાવે છે. ભદ્રબાહુનો જન્મ, દીક્ષા, અવસાન સમય તથા શિષ્યાદિ સંતતિ જાણવા માટે આપણા પાસે કાંઈ ચોક્કસ સાધન નથી. શ્રીભદ્રબાહુસ્વામી પોતાના નિર્યુક્તિ વગેરે કોઈ પણ ગ્રંથમાં રચનાકાળ જણાવતા નથી. માત્ર કલ્પસૂત્રમાં—

**समणस्स भगवओ महावीरस्स जाव सव्वदुक्खप्पहीणस्स नव वाससयाइं विइक्कंताइं, दसमस्स वाससयस्स अयं असीइमे संवच्छरे काले गच्छइ. वायणंतरे[१८] पुण अयं तेणउए संवच्छरे काले गच्छइ ।**—સૂત્ર ૧૪૮

---

१७ **वंदामि भद्दबाहुं जेण य अइरसियं बहुकहाकलियं ।**
**रइयं सवायलक्खं चरियं वसुदेवरायस्स ।**

—શાંતિનાથચરિત્ર મંગળાચરણ.

૧૮ આ વાક્યનો અર્થ કલ્પસૂત્રના ટીકાકારો પૈકી ઘણાખરા ભિન્ન ભિન્ન રીતે ઉપજાવે છે. પરંતુ ખરી હકીકત તો એમ લાગે છે કે—તે સમયે વિક્રમ સંવત્ ૫૧૦ ચાલતો હશે અને તે વિક્રમના રાજ્યારોહણ દિવસથી તેમજ સંવત્સર પ્રવૃત્તિ દિવસથી ગણવામાં મતભેદ હશે, વીર નિર્વાણથી ૪૭૦ વર્ષે વિક્રમરાજા ગાદીએ બેઠો અને ત્યાર બાદ ૧૩ મે વર્ષે સંવત્સર પ્રવર્તાવ્યો હતો. માટે વિક્રમ સંવત્માં ૪૭૦ ઉમેરતાં વીર સં. ૯૮૦ આવે અને ૪૮૩ ઉમેરીએ તો ૯૯૩ વર્ષ આવે. આ બાબતના સમર્થન માટે જુઓ કાલિકાચાર્યની પરંપરામાં થએલા શ્રીભાવદેવસૂરિએ બનાવેલી કાલિકાચાર્ય કથાની નિમ્ન લિખિત ગાથાઓ—

**विक्कमरज्जारंभा पुरओ सिरिवीरनिव्वुई भणिया ।**
**सुन्नमुणिवेयजुत्त (४७०) विक्कमकालाउ जिणकालं ॥**

આ પ્રમાણે ઉલ્લેખ નજરે પડે છે એ ખાસ ધ્યાનમાં રાખવાયોગ્ય છે; આપણે આ ગ્રંથને એમની પ્રાથમિક કૃતિ માનીએ. જો આચાર્યશ્રીએ પોતાની ૧૫ વર્ષ લગભગની કિશોર વયે ગ્રંથરચનાની શરૂઆત કરી હોય અને વરાહમિહિરના અવસાન (ઇ. સ. ૫૮૫) બાદ ચાર પાંચ વર્ષ સુધી હયાતી ધરાવતા હોય એમ માનીયે તો એમનું સર્વાયુ વર્ષ ૧૨૫થી ઉપર અને ૧૫૦ વચ્ચેનું ધારી શકાય છે. પરંતુ એટલા લાંબા આયુષ્ય માટે શંકાને સ્થાન મળે ખરૂં.

વીરનિર્વાણસંવત્ ૯૮૦ ( વાચનાંતરે ૯૯૩ ) વર્ષે દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણે પુસ્તકો લખાવવાની પ્રવૃત્તિ આરંભી તે સમયે એમણે આ સ્થવિરાવલી ( પટ્ટાવલી ) બનાવેલી છે એમ માનવામાં[19] આવે છે પરંતુ તે માન્યતા દોષ રહિત નથી, અન્યકૃત ગ્રંથમાં બીજાએ પ્રકરણ વગેરે ઉમેરવાથી તે ગ્રંથની મહત્તાને હાની પહોંચે છે. એવું કાર્ય શિષ્ટ પુરુષ કદિ પણ કરે નહી. થોડા સમય માટે આપણે

---

विक्कमरज्जाणंतर तेरस वासेसु १३ वच्छरपवत्ती ।
सिरिवीरमुक्खओ सा चउसयतेसीइ (४८३] वासाउ ॥
जिणमुक्खा चउवरिसे [४] पणमरओ दूसमउ य संजाओ
अरया चउसयगुणसी [४७२) वासेहिं विक्कमं वासं ॥

१९. एतत्सूत्रं श्रीदेवर्द्धिगणिक्षमाश्रमणैः प्रक्षिप्तमिति क्वचित् पर्युषणाकल्पावचूर्णौ, :तदभिप्रायेण श्रीवीरनिर्वाणात् नवशताशीतिवर्षातिक्रमे सिद्धान्तं पुस्तके न्यस्यद्भिः श्रीदेवर्द्धिगणिक्षमाश्रमणैः श्रीपर्युषणाकल्पस्यापि वाचना पुस्तके न्यस्तास्तदानीं पुस्तकलिखनकालज्ञापनायैतत् सूत्रं लिखितमिति ।

–કલ્પદીપિકા (સં૦ ૧૬૭૭ જયવિજય)

સ્થવિરાવલી દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણકૃત માની લઇએ તો પછી તેના છેવટમાં આપેલી—

सुत्तत्थरयणभरिए खमदममद्दवगुणेहि संपुण्णे ।
देवड्ढिखमासमणे कासवगुत्ते पणिवयामि ॥

આ ગાથાની શી દશા થાય? કોઈ પણ વિદ્વાન્ સ્વયં પોતાને માટે આવા શબ્દો ઉચ્ચારે ખરા? માટે તે જરૂર અન્યકૃત માનવી પડશે. આખો ગ્રંથ કોઈ રચે, વચ્ચે પ્રકરણ અન્ય ઉમેરે અને તેમના માટે ઉલ્લેખ ત્રીજી વ્યક્તિ કરે એમ બની શકે ખરૂં? માટે મારા ધારવા પ્રમાણે તો મૂળ ગ્રંથ, અને અંત્યગાથા સુધીની સ્થવિરાવલી એ સર્વ એકજ વ્યક્તિ (બીજા ભદ્રબાહુ)ની રચના છે.

ગ્રંથકાર ઉપરોક્ત ગાથા લખી પટ્ટાવલી અટકાવે છે તેથી તેઓ દેવર્ધિગણિક્ષમાશ્રમણના સંતાનીય છે કે અન્ય વંશના છે તેના માટે ઉહાપોહ કરવાને અવકાશ રહે છે.

## ૨ માનતુંગસૂરિ.

આ આચાર્ય બનારસનિવાસી ધનદેવશેઠના પુત્ર હતા. એમણે પ્રથમ ચારૂકીર્તિ નામના દિગંબર પાસે દીક્ષા લીધી હતી. ત્યાં એમનું નામ મહાકીર્તિ રાખ્યું હતું. પાછળથી એમણે પોતાની બહેનના કહેવાથી શ્રીજિનસિંહસૂરિ પાસે શ્વેતાંબર મતની દીક્ષા સ્વીકારી હતી.

આ વખતે બનારસમાં (પ્રભાવક ચરિત્રના મતે) બાણ અને મયૂર નામના બ્રાહ્મણ પંડિતોની વિદ્યાથી આકર્ષાયલા હર્ષદેવ નામના બ્રહ્મક્ષત્રિય (થાણેશ્વરનો વૈશ્ય વંશીય રાજા શ્રીહર્ષ) રાજા સાથે એમનો મેલાપ થયો.[૨૦] રાજાએ ચમત્કાર જોવા ઈચ્છા જણાવી ત્યારે આચાર્યે કહ્યું કે—'રાજન્' અમે ગૃહસ્થ નથી, કે વિદ્યા અને ગુણનું પ્રકાશન કરીને રાજાઓ પાસેથી ધન પ્રાપ્ત કરીએ. અમે

૨૦. ઓઝાજી. રા. ઇ. પ્રથમ ભાગ પૃ. ૧૪૨.

જે કાંઇ કરિએ તે કેવળ ધર્મને માટે જ. આવાં નિરીહ વચનો સાંભળીને રાજાએ સાંકળોથી બાંધી અંધારી કોટડીમાં પૂરી દેવા સેવકોને આજ્ઞા આપી અને તરત તેનો અમલ થયો (અન્ય ગ્રંથકારોના મતે સ્વેચ્છાથી પૂરાયા હતા), પણ આચાર્યે ત્યાં જ પોતાના ઇષ્ટદેવ શ્રીઆદિનાથની भक्तामर० આ વાક્યથી શરૂ થતા સ્તોત્રથી સ્તવના કરી પોતે બંધન અને કેદમાંથી છુટી રાજાને જઈને મળ્યા. આચાર્યની અદ્ભુત શક્તિ જોઈ રાજા પ્રસન્ન થયો અને તે જ સમયથી જૈનધર્મ તથા જૈન સાધુઓનો ભક્ત બન્યો.

એમની કૃતિ–૧ ભક્તામર સ્તોત્ર,[21] ૨ ભયહર–નમિઉણુસ્તવ ૩ ભત્તિબ્ભર–પંચપરમેષ્ઠિસ્તવ સુપ્રસિદ્ધ છે. મણિકલ્પના[22] રચયિતા એ જ છે કે અન્ય તે શંકાસ્પદ છે. સત્તરમા સૈકાની દિગંબરીય પટ્ટાવલીમાં ૧ ચિંતામણિકલ્પ, ૨ મણિકલ્પ, ૩ ચારિત્રસાર, ૪ ઉવસગ્ગહરસ્તોત્ર ૫ ભક્તામરસ્તોત્ર એમ પાંચ ગ્રંથોના રચયિતા જણાવેલ છે.

શ્રીહર્ષનો રાજત્વકાળ વિ. સં. ૬૬૩ થી ૭૦૪ અને કર્નલ ટોડના લખવા પ્રમાણે વૃદ્ધ ભોજનો સમય પણ વિક્રમનો સાતમો સૈકો (સં. ૬૩૧) છે એટલે આ આચાર્યનો પણ તે જ સમય સંભવે છે. તથા એમની દિગંબરાવસ્થાના " ગુરૂના ચારૂકીર્તિ અને એમના પોતાના મહાકીર્તિ " આ નામો ઉપરથી પણ એઓ છઠ્ઠી સાતમી

૨૧. જુઓ મુનિસુંદરસૂરિકૃત ગુર્વાવલી. શ્લો. ૩૫–૩૬–૩૭, તથા દેવવિમળગણિ વિરચિત હીરસૌભાગ્યે (સ. ૪, પૃ. ૧૬૪) શ્લો. ૭૫ થી ૭૮.

૨૨ આનું બીજુ નામ રત્નપરીક્ષા છે. લગભગ ૨૨૫ શ્લોક પ્રમાણે છે. અંત્ય પદ્ય નીચે મુજબ છે:—

गुणेषु रागः सुकृतेषु लाभः, रोगश्च शोकश्च भयश्च कामः ।
श्रीमानतुङ्गस्य तथापि धर्मः, श्रीवीतरागस्य स एष वेत्ति ॥

શતાબ્દીના જ હોવાનું સિદ્ધ થાય છે. કારણ કે દિગંબર સંપ્રદાયમાં આવાં નામો બહુ પ્રાચીનકાળમાં અપાતાં નહતાં. વિશેષ માટે જુઓ ઇતિહાસપ્રેમી મુનિશ્રી કલ્યા૦ કૃત પ્રભા૦ ચ૦ પ્ર૦ પર્યાલોચના.

## ૩ ધર્મઘોષસૂરિ.

श्रीमानतुङ्ग शिष्येण धर्मघोषेण सूरिणा।
रचितोऽनघकल्पोऽयं चिन्तामणि जगत्प्रभोः ॥ ૮૭ ॥

અહિં પૃષ્ઠ ૩૪ ઉપર મુદ્રિત શ્રી ચિંતામણિકલ્પને અંતે માત્ર આ પ્રમાણે ઉલ્લેખ હોવાથી કર્તા ક્યા સમયમાં અને કયા ગચ્છમાં થયા તેનો નિર્ણય કરવો અશક્ય છે, કારણ કે ઉપરોક્ત માનતુંગસૂરિ ઉપરાંત તે નામના બીજા પણ આચાર્યો થયા છે. જેમકે—

૧ સં. ૧૩૩૩માં શ્રેયાંસ ચરિત્રના કર્તા. ૨ પરિગ્રહપ્રમાણના રચયિતા. (પી. પરિ. ૧, પૃષ્ટ. ૯૪) ૩ વટ-વડગચ્છના સર્વદેવસૂરિ જયસિંહ-ચંદ્રપ્રભ-ધર્મઘોષ-શીલગુણસૂરિ શિષ્ય. સં. માં જયંતી પ્રશ્નોત્તરસંગ્રહના રચયિતા. એમના જ શિષ્ય મલયપ્રભે સં. ૧૨૬૦માં ઉપરોક્ત જયંતી પ્રશ્નોત્તર પર સિદ્ધ જયંતી વૃત્તિ રચી (પી. ૩, ૩૭) અને તે પ્રાગ્વાટજ્ઞાતીય શ્રેષ્ઠિ ધવલ મરૂની પુત્રી નાઉ નામની શ્રાવિકાએ સં. ૧૨૬૧ આશ્વિન વદિ ૭ રવૌ પુષ્ય નક્ષત્રે શુભયોગે અણહિલપુર પાટણમાં આત્મશ્રેયાર્થે પંડિત મુંજાલ પાસે મુકુંશિકા સ્થાને લખાવીને અજિતપ્રભસૂરિને સમર્પિત કરી. (પી. ૩, ૪૫ તથા શાંતિ. જ્ઞા. ભં. ખંભાત ).

૪ અંચલગચ્છીય મહેંદ્રપ્રભસૂરિના શિષ્ય જયશેખરસૂરિએ સં. ૧૪૩૬માં રચેલી ઉપદેશ ચિંતામણીની ટીકાના લેખક (તેમના ગુરૂ-બંધુ અને સતીર્થ્ય ). તથા ચંદ્રકુળના માનદેવસૂરિના વંશમાં ત્રીજે ચોથે માટે માનતુંગસૂરિનું નામ હર વખતે દેખાય છે. જુઓ શાં. જ્ઞા. ભં. ખંભાતમાં યોગશાસ્ત્ર સ્વોપજ્ઞ વૃત્તિની પ્રતની પુષ્પિકા (પ્રશ. પૃ. ૫)

દરેક આચાર્યોના અંગે કાળજીપૂર્વક તપાસ કરવા છતાં કોઈ સ્થળે ધર્મઘોષ નામના શિષ્યનો ઉલ્લેખ દૃષ્ટિગોચર થતો નથી. જૈન-સ્તોત્રસમુચ્ચયનાપૃષ્ઠ ૨૫૯ પર મુદ્રિત **कल्याणधाम** સંજ્ઞક આદ્ય પદાર્થ નામ ગર્ભિ૦ શ્રી મહાવીરજિનસ્તવનના પ્રણેતા પણ શ્રી માનતુંગસૂરિના શિષ્ય સંભવે છે. (નામ નિર્દેશ નથી તેથી એજ છે કે એમનાથી ભિન્ન તે વિચારણીય છે.)

## ૪ શિવનાગ.

આ એક ગૃહસ્થ વિદ્વાન્ છે. ધૂમરાજવંશમાં ઉત્પન્ન થએલ દેવરાજના રાજ્ય સમયે શ્રીમાળ (હાલ ભિન્નમાલ)નો રહેવાસી હતો, એમની વંશ પરંપરાનો ક્યાંય ઉલ્લેખ મળતો નથી. જાતે વણિક્ અને કોટિધ્વજ શેઠ હતો. એમણે ધરણેન્દ્રને આરાધ્યો હતો તેથી તેણે સંતુષ્ટ થઈને સર્વ સિદ્ધિ કરનાર તથા જાપ કે હોમાદિક વિના તરત વિષને દૂર કરનાર એવો મંત્ર આપ્યો હતો. કે જે મંત્ર પુણ્યહીન જનોને મળવો દુર્લભ તથા ફૂંક અને હાથના સ્પર્શ માત્રથી આઠ નાગકુળોના વિષનો નાશ કરતો. એટલે એણે તે મંત્રની રચના અને પ્રભાવ યુક્ત **धरणोरगेन्द्र** સ્તવન બનાવ્યું. જેના સ્મરણ માત્રથી ઉપદ્રવો દૂર થતા.

એને પૂર્ણલતા નામે પત્ની હતી. જેનાથી રત્નદીપક સમાન વીર નામે પુત્ર થયો. જે વીરસૂરિ નામે મહાપ્રભાવક આચાર્ય થયા હતા. (જુઓ પ્રભાવક ચરિત્ર પ્રબંધ નં. ૧૫).

વીરસૂરિનો જન્મ વિક્રમ સંવત્ ૯૩૮માં થયો હતો. પોતાના પિતાના અવસાનથી વૈરાગ્યવાસિત થયા અને તપશ્ચર્યા તથા ગામ બહાર કાયોત્સર્ગાદિ કરતા. એક સમયે સંધ્યાસમયે બાહ્યભૂમિએ કાયોત્સર્ગ કરવા જતા મથુરા નગરીથી આવતા ૧૦૦ વર્ષના વૃદ્ધ વિમળગણિનો ભેટો થતાં તેમની પાસે સં. ૯૮૦માં દીક્ષા લીધી. અને ત્રેપન વર્ષનું સર્વાયુ ભોગવી ૯૯૧માં સ્વર્ગે ગયા હતા. એમના પટ્ટધર શ્રીભદ્ર થયા.

એમના વાસક્ષેપના પ્રભાવે અણહિલ્લપુર નરેશ ચામુંડરાજને વલ્લભરાજ વગેરે પુત્ર રત્નોની પ્રાપ્તિ થઇ હતી તેથી તે ભક્ત બન્યો હતો.

વીરસૂરિના વૈરાગ્યનું કારણ પિતાનું અવસાન જણાવેલ છે તેથી શિવનાગનો સમય વિક્રમની દશમી શતાબ્દી નિશ્ચિત થાય છે.

ધરણોરગેંદ્ર સ્તોત્ર ઉપરાંત એની કોઈ કૃતિ હશે કે કેમ તે નિશ્ચિત નથી. પુરાતત્ત્વવેત્તાઓ બહાર આણશે તો ઉપકાર થશે.

એમના સમયે શ્રીમાલમાં રાજ્ય કરતા ધૂમરાજ વંશીય (? પરમાર) દેવરાજ તેમજ અણહિલપુરના રાજા ચામુંડરાજ[૨૩] વગેરેના સમય ઉપર લક્ષ્ય આપી ઇતિહાસપ્રેમી મુનિશ્રી કલ્યાણવિજયજી મહારાજ વીરસૂરિનો અસ્તિત્વકાળ અગ્યારમી સદીનો પૂર્વ ભાગ ઠરાવે છે. (જુઓ પ્રભાવક ચરિત્ર–પ્રબંધ પર્યાલોચના)[૨૪]

## ૫ મહાકવિ વિલ્હણ.

કવિ વિલ્હણથી પામી, સ્વચ્છતા જે સરસ્વતી.
ધન દુર્જનથી યે તે, કદિ મેલી નથી થતી.—કીર્તિ કૌમુદી ૧–૧૭

આ કવિએ પોતે ઇ. સ. ૧૦૮૫માં રચેલા વિક્રમાંક ચરિત્ર મહાકાવ્યના અંતિમ (૧૮મા) સર્ગમાં પોતાની વંશપરંપરા, સ્થાન વગેરે વિસ્તારપૂર્વક આપેલ છે.[૨૫] તે તથા અન્ય સાધનોદ્વારા જે હકીકત પ્રાપ્ત થઈ છે તે નીચે મુજબ—

વિલ્હણ કવિ ઈ. સ. ૧૦૬૬થી ૧૦૮૫માં હતો (કી. કૌ.

૨૩ મેરૂતુંગની વિચારશ્રેણી–સ્થવિરાવલી પ્રમાણે સં. ૯૪૪–૯૭૧ (વર્ષ ૨૭) અને ઓઝાજીના મતાનુસાર સં. ૧૦૫૨–૧૦૬૬.

૨૪ પ્રસિદ્ધકર્તા આત્માનંદ જૈન સભા ભાવનગર. સં. ૧૯૮૭

૨૫ જુઓ શ્લોક [illegible]

નો. પૃ. ૧૪૫ ). તે કાશ્મીરના[૨૬] ખોનમુખ ગામનો રહીશ, કૌશિક ગોત્રી બ્રાહ્મણ હતો. એના વિદ્વાન્ પૂર્વજોને કાશ્મીરનો ગોપાદિત્ય રાજા[૨૭] મધ્યદેશમાંથી[૨૮] કાશ્મીરમાં લાવ્યો હતો. જેમાં મુખ્ય મુક્તિકળશ હતો, તે અગ્નિહોત્રી હતો. તેનો પુત્ર રાજકળશ તે પણ અગ્નિહોત્રી હતો. ઉપરાંત દાની, પરાક્રમી અને વેદવિદ્યાપારંગત હતો. એણે જનસુખાર્થ વ્યાખ્યાન સ્થાનો, કુવા અને પરબો કરાવી હતી. તેનો પુત્ર જ્યેષ્ઠ કળશ હતો તેણે મહાભાષ્ય[૨૯] ઉપર ટીકા કરી છે ( પણ ડૉ. બુલ્હર કહે છે કે તે ક્યાંય ઉપલબ્ધ થતી નથી). તેને નાગદેવી નામની સ્ત્રીથી ઇષ્ટરામ, વિલ્હણ અને આનંદ એમ ત્રણ પુત્રો થયા. તે ત્રણે વિદ્વાન્ અને કવિ હતા. વિલ્હણે કાશ્મીરમાં રહીને વેદ, વેદાંગ, વ્યાકરણ, સાહિત્ય આદિ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને એની કવિતાની ખ્યાતિ દૂર દૂર સુધી ફેલાઇ.

રાજા કળશ[૩૦]ના સમયમાં તેની સાથે કાંઇક કચવાટ થવાથી તે ત્યાંથી નીકળ્યો અને કર્ણાટકમાં જઇને રહ્યો. તથા સ્વદેશમાં મુસાફરી કરી. તે મથુરાં, વૃંદાવન, કનોજ, પ્રયાગ અને કાશીમાં

૨૬ હાલનું ખુનમોહ જે કાશ્મીરની રાજધાની શ્રીનગરથી ૩ માઇલ દૂર જયવત નામના સ્થાન પાસે છે.

૨૭ ગોનંદવંશી અક્ષનો પુત્ર હતો.

૨૮ હિમાચલ અને વિંધ્યાચલની વચ્ચેનો પ્રદેશ. જેને આજકાલ સંયુક્ત પ્રાંત કહેવામાં આવે છે. વિશેષ માટે જુઓ નાગરીપ્રચારિણી પત્રિકા પુ. ૩, અંક ૧માં છપાએલો શ્રીયુત ધીરેન્દ્રવર્મા M. A.નો 'મધ્યદેશનો વિકાસ' એ નામનો લેખ,

૨૯ પાણીનીએ રચેલી અષ્ટાધ્યાયી ઉપર પાતંજલ ઋષિએ કરેલા ભાષ્યની જ મહાભાષ્ય સંજ્ઞા છે.

૩૦ કાશ્મીરનો રાજા ઈ. સ. ૧૦૬૩–૧૦૮૯

કેટલાક દિવસ રહ્યો અને ત્યાંના પંડિતોથી શાસ્ત્રાર્થ કરતો ડાહલ (ચેદી)ના કર્ણરાજાના દરબારમાં પહોંચ્યો. ત્યાં પંડિત ગંગાધરને શાસ્ત્રાર્થમાં જીતીને તે ધારામાં[31] આવ્યો પણ તે સમયે ત્યાંનો વિદ્વાન્ રાજા ભોજ જીવતો ન હતો.[32] ત્યાંથી ગુજરાતમાં પદાર્પણ કર્યું અને રાજા કર્ણદેવ સોલંકીના સમયમાં અણહિલવાડમાં ઉતર્યો. ત્યાં કેટલાક સમય સુધી નિવાસ કરી સોમેશ્વરની યાત્રા કરી સમુદ્રમાર્ગે દક્ષિણમાં પહોંચ્યો. ત્યાંથી રામેશ્વર થઇને પાછો ઉત્તરમાં કલ્યાણપુરમાં આવ્યો હતો. ત્યાંના સોલંકી રાજા વિક્રમાદિત્યે (૬) તેનું સન્માન કરીને પોતાને ત્યાં રાખ્યો અને વિદ્યાપતિ (મુખ્ય પંડિત)ની ઉપાધિ (ઇલ્કાબ) તથા વિશાળ સમૃદ્ધિ પ્રદાન કરી. કવિએ પોતાની પાછળની અવસ્થા અહિંજ વિદ્યાવ્યાસંગમાં પસાર કરી હતી.

**વંશવૃક્ષ.**

મુક્તિકળશ
|
રાજકળશ
|
જ્યેષ્ઠકળશ — નાગદેવી
|
ઇષ્ટરામ — બિલ્હણ — આનંદ

એણે રચેલા અને ઉપલબ્ધ થતા ગ્રંથો આ પ્રમાણે—

---

૩૧ વિશેષ માહિતી માટે જુઓ ઈ. સ. ૧૯૩૩ જુનનાં શારદાના અંકમાં છપાયેલ ‘ ભોજરાજાની ધારાનગરી ’ નામનો ન્યા. વ્યા. તીર્થ મુનિશ્રી હિમાંશુવિજયજીનો લેખ.

૩૨ જુઓ **सोलंकीयोंका प्राचीन इतिहास** પૃ. ૧૨૧–૧૨૨ નું ટિપ્પન.

૧. શ્રીપાર્શ્વનાથસ્તવ.[૩૩] બિલ્હણાષ્ટક. પ્રસ્તુત વિભાગમાં પૃ. ૧૯૪ ઉપર મુદ્રિત.

૨ કર્ણસુંદરી નાટિકા. પાટણ નરેશ કર્ણદેવ[૩૪] સોલંકીના મહામાત્ય સંપત્કર[૩૫] (સાંતૂમહેતા)ની પ્રાર્થનાથી પ્રેરિત થઈ ઉક્ત

૩૩. પાટણના ભંડારોમાં તાડપત્ર પર લખાએલી એની પ્રતો મળે છે. જુઓ સ્વ. ચિમનલાલ દલાલનો 'ગુજરાતનું સંસ્કૃત નાટક સાહિત્ય' નામનો લેખ.—'વસંત'; ઓઝાજી રા. ઇ. ૧, પૃ. ૨૧૭; નાથુરામ પ્રેમીકૃત વિદ્વદ્રત્નમાળા પૃ. ૯૭ ટિપ્પન.

૩૪. કર્ણદેવે વિ. સં. ૧૧૨૦ થી ૧૧૫૦ પર્યન્ત રાજ્ય કર્યું હતું.

૩૫. આબુમાં દેલવાડા ગામમાં બાંધેલા વિમળશાહના મંદિર સાથે સંબંધ ધરાવનાર દક્ષિણ તરફની દેવકુલિકાઓમાંની એક અંદરની મૂર્તિના આસન ઉપર નિમ્નલિખિત આશયનો એક લેખ કોરેલો છે—

'વિ. સં. ૧૧૧૯માં રાજા ભીમના પ્રીતિપાત્ર થારાપદ્રીય વંશના અમાત્ય શાંતિની સ્ત્રી શિવાદેવીએ પોતાના પુત્ર નિન્ન (નીના) અને ગીગાના કલ્યાણાર્થે આ પ્રતિમા સ્થાપન કરી.' આ લેખ પ્રાચીન લેખ સંગ્રહ દ્વિતીય ભાગ (જીનવિ.) પૃ. ૧૨૬, સંખ્યા ૧૫૪માં છપાયેલ છે પરંતુ તે બહુ જ અશુદ્ધ છે. ખરી રીતે તે નીચે મુજબ જોઈએ—

थारापद्रीयसन्ताने भीमभूपालवल्लभः ।
शान्त्यमात्यो महीख्यातोऽजनि श्रावकसत्तमः ॥
भार्या तस्य शिवादेवी श्रेयसे प्रतिमामिमाम् ।
नीन्नगीगाख्ययोः सून्वोः कारयामास निर्मलाम् ॥

આ લેખમાંનો શાંતિ અને પ્રબંધચિંતામણિનો શાંતૂ એકજ પુરુષ છે. આ લેખ ઉપરથી એ પણ જણાઈ આવે છે કે કર્ણદેવના પિતા ભીમના સમયમાં શાંતૂ મંત્રી પદ પર નિમાયો હતો.

મંત્રી દ્વારા પ્રવર્તિત થએલ ભગવાન્ નાભેય [ ઋષભદેવ ]ની યાત્રા મહોત્સવ પર અભિનય કરાવવા સારૂ આ નાટિકા રચવામાં આવી હતી. જેનો નાયક સ્વયં રાજા કર્ણદેવ હતો. આ નાટિકામાં ગર્જન ઉપર ગૂર્જરેશે ચઢાઇ કરીને ત્યાંના લશ્કરને હરાવ્યું એવો ઉલ્લેખ કરેલો છે, તે સંબંધમાં એવું ધારી શકાય કે ગૂર્જર સૈન્યે ગીઝની વંશના બાદશાહના લશ્કર સાથે યુદ્ધ કર્યું હશે.

કવિએ નાંદીમાં પ્રથમ જિનેશ્વરનું આશીર્વાદાત્મક મંગલાચરણ કરેલું છે એનું કારણ એ છે કે મહામાત્ય સંપત્કર તરફથી તેને સારો આશ્રય મળેલો હતો.

૩ વિક્રમાંક દેવચરિત. આ કાવ્ય પોતાની વૃદ્ધાવસ્થામાં આશ્રય આપનાર કલ્યાણપુરના રાજા વિક્રમાદિત્યને ઉદ્દેશીને વિક્રમ સં. ૧૧૪૨ના આસપાસમાં રચ્યું. એ ગ્રંથ દક્ષિણના સોલંકીયોનો ઇતિહાસ જાણવા સારૂ ઉપયોગી છે.

૪ વિલ્હણ ચરિત્ર. આની અધિકાંશ પ્રતિઓમાં કર્તાનું નામ મળતું નથી, પરંતુ કાવ્યમાળામાં છપાયેલ પુસ્તકના કર્તાનું નામ ‘ કાશ્મીરિક બિલ્હણ કવિ ’ મળે છે. જે વિશ્વાસ કરવા યોગ્ય નથી.

વાસ્તવિક રીતે જોતાં તો એ ગ્રંથ બિલ્હણનો રચેલો નથી જણાતો. અને તેના કર્તાને બિલ્હણના વૃત્તાન્તનું જ જ્ઞાન નથી. ઉક્ત પુસ્તકમાં લખેલું છે કે—‘ ગુજરાતના રાજા વૈરસિંહના[૩૬] રાજ્ય-

૩૬ કેટલાક વિદ્વાનોનું એમ માનવું છે કે એ સર્વ પાત્રો કલ્પના રૂપ છે. કારણ કે એક જગોએ કવિ બિલ્હણ પંજાબના હાકેમ ક્ષિતિપતિ કિંવા ક્ષિતિપાળને ત્યાં રહ્યો હતો તે દરમ્યાન તેની પુત્રી સાથે સ્નેહ બંધાયો અને વાત જાહેર થતાં દેશ ત્યાગ કરવો પડયો. તેના સ્મરણરૂપ બિલ્હણે આ પંચાશિકા રચી એમ લખ્યું છે ત્યારે જૈન સાધુ જ્ઞાનાચાર્યે ( જૈન શ્વેતાંબર કોન્ફરન્સ તરફથી છપાયેલી જૈન રાસ માળા મુજબ સારંગે ) જુની ગુજરાતીમાં બિલ્હણ કાવ્ય રચ્યું છે

કાળમાં કાસ્મીરી પંડિત બિલ્હણ અણહિલવાડમાં આવ્યો હતો. રાજા વૈરસિંહે તેની પ્રગાઢ વિદ્વતા જોઇને પોતાની પુત્રી શશિકળા સારૂ શિક્ષક તરીકે તેની નિમણુંક કરી. થોડા સમય પછી બિલ્હણ રાજ-કન્યાના પ્રણયમાં ફસાયો. જ્યારે એ સમાચાર રાજાના કાને પહોંચ્યા ત્યારે તેને પ્રાણદંડની સજા કરવામાં આવી. વધસ્થળમાં બિલ્હણને ઇષ્ટદેવનું સ્મરણ કરી લેવા સારૂ કહેવામાં આવ્યું; પરંતુ બિલ્હણે પોતાની પ્રાણેશ્વરી રાજકન્યા શશિકલાના સ્મરણમાં **अद्यापि तां कनकचम्पकदामगौरीं** એ પદ્યથી પ્રારંભ કરી એવાં ૫૦ શ્લોકો રચ્યાં. એટલામાંજ રાજાએ સહસા પોતાની મહારાણીના મ્હોંઢાથી પોતાની કન્યા શશિકલાનો પૂર્ણ પ્રેમ બિલ્હણ પર હોવાનું સાંભળ્યું. રાજાનો કોપ શાંત પડયો અને બ્રાહ્મણવધના પાપથી ભયભીત થઇને બિલ્હણનો અપરાધ માફ કર્યો તથા તેની સાથે પોતાની પુત્રી શશિકળાનું લગ્ન કરી આપ્યું અને સાથે જ દ્રવ્ય-સમૃદ્ધિ આપીને તેની ક્ષમા પણ માગી.' એ સમસ્ત કથા સર્વથા કપોલ કલ્પિત છે અને તેના લેખકે બિલ્હણના પ્રતિ મોટો અન્યાય કર્યો જણાય છે કારણકે તે સમયમાં ગુજરાતનો રાજા કર્ણ હતો. વૈરસિંહ નહિ. વૈરસિંહ ચાવડા (ચાપોત્કટ) વંશનો રાજા હતો અને બિલ્હણના સમયમાં તેને (વૈરસિંહને) મરણ પામે ૨૦૦ વર્ષથી પણ વધારે સમય થઈ ગયો હતો.[૩૭]

એ ૫૦ શ્લોકનું ખંડકાવ્ય ચૌરપંચાશિકા અથવા સુરત-પંચાશિકાના નામથી પણ પ્રખ્યાત છે. એના બધા શ્લોક દ્વિઅર્થી

તેમાં શશિકળાના પિતાનું નામ પૃથિવીચંદ્ર આપ્યું છે ને તેને પાટણનો રાજા કહ્યો છે. અને પંડિત વામનાચાર્ય ઝાલીકકર કહે છે કે કર્ણાટકમાં પંચાશિકાનું હસ્તલિખિત પુસ્તક છે તેમાં રાજાનું નામ મદનાભિરામ અને તેની દિકરીનું નામ યામિની પૂર્ણતિલકા હતું. તે બન્ને પંચાલદેશની રાજધાની લક્ષ્મી મંદિરમાં રહેતાં હતાં.

૩૭ એણે ઇ. સ. ૮૩૮ થી ૮૪૯ સુધી ગુજરાતમાં રાજ્ય કર્યું હતું.

છે. જેમ તે શ્લોકોનો આશય રાજકન્યા સાથે ઘટે છે તેમ દુર્ગાના પક્ષમાં પણ ઘટિત થાય છે. તેના હસ્તલિખિત આદર્શોમાં કોઈ સ્થળે બિલ્હણ તો અન્ય સ્થળે ચોર[૩૮] કવિનું તથા સુંદર[૩૯] કવિનું પણ નામ દૃષ્ટિગોચર થાય છે. બિલ્હણના ઉપર્યુક્ત બન્ને ગ્રંથોની કવિતા અને કવિત્વમાં રાતદિવસનો ભેદ જણાય છે.[૪૦] પંચાશિકાનો અંગ્રેજી કવિતામાં અનુવાદ સર એડવીન આર્નોલ્ડે કર્યો છે. સોમેશ્વરદેવ[૪૧] કીર્તિકૌમુદીમાં[૪૨] એની વિદ્વત્તાના વખાણ કરે (સ. ૧, શ્લો. ૧૭) છે.

---

૩૮ ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર સંગ્રહીત 'નોટિસિઝ ઓફ સંસ્કૃત મેન્યુસ્ક્રિપ્ટસ', વોલ્યુમ ૧, પૃ. ૨૫૦, નં. ૪૪૧.

૩૯ **इति सुंदरकविविरचितं चौरपंचाशिकाख्यं काव्यं समाप्तं । श्रीकाली जयति ॥**

**शाके नवग्रहहिमांशुसमुद्रचन्द्रे**
**सूर्ये गते परिमिते मिथुनं गिरीशम् ।**
**श्रीसुन्दरेण रचितं प्रथमं सुकाव्यं**
**काश्यादिनाथवरमद्विज आलिलेख ॥**

(કલકત્તાના સંસ્કૃત કૉલેજ લાયબ્રેરીના સંસ્કૃત પુસ્તકોની સૂચી ૧૭ કાવ્ય પૃ. ૨૬, નં. ૪૪)

૪૦ બિલ્હણનો વિશેષ વૃત્તાંત જાણવા સારુ સોલંકીયોંકા પ્રાચીન ઇતિહાસ પ્રથમ ભાગના પૃ. ૧૨૦થી ૧૨૪ સુધી જુઓ.

૪૧ સોમેશ્વર દેવ ચૌલુક્યોનો કુલગુરૂ હતો અને મંત્રીશ્વર વસ્તુપાળનો ગાઢ મિત્ર હતો. તેણે વસ્તુપાળની કીર્તિને અમર કરવા માટે કીર્તિકૌમુદી નામનું ઉત્તમ કાવ્ય બનાવ્યું છે, સુરથોત્સવ, ઉલ્લાઘરાઘવ, રામશતક આદિ બીજા પણ તેના કરેલા ગ્રંથો વિદ્વાનોમાં આદર પામેલા છે.

૪૨ આ ગ્રંથ વિ. સં. ૧૨૮૨ લગભગ રચાયો છે. અને સ્વ. વલ્લભજી હરિદત્ત આચાર્ય સંપાદિત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી મુદ્રિત થએલ છે.

બિલ્હણ નામની અનેક વ્યક્તિઓ ભિન્ન ભિન્ન સમયે થએલી છે. જેમકે—૧ સં. ૧૧૯૮માં જયસિંહ રાજ્યે ભરૂચમાં તાડપત્ર પર વિમલસૂરિકૃત પઉમચરિત્રની પ્રત લખનાર (જે. ૧૭).

૨ વીજાપુર પૌષધશાળાના ચાર કાર્યવાહકો પૈકીનો એક.

—જુઓ પ્રશસ્તિસંગ્રહ ભા. ૧ પૃ. ૪૮-૪૯-૫૪.

૩ વિન્ધ્યવર્માનો સંધિવૈગ્રહિક અને મંત્રી. એ અર્જુનવર્મા અને દેવપાળના સમય સુધી મંત્રીપદે રહ્યો હતો. માંડુમાંથી મળેલા વિંધ્યવર્માના લેખમાં[૪૩] નીચેના શબ્દો નજરે પડે છે–विन्ध्यवर्मनृपतेः प्रसादभूः सान्धिविग्रहिक विल्हणकविः । સં. ૧૨૯૨ માં દેવપાળના રાજ્યકાળમાં ત્રિષષ્ટિસ્મૃતિ અને વિ. સં. ૧૩૦૦ જૈતુગિદેવના રાજ્યકાળમાં ધર્મામૃતશાસ્ત્ર ઉપર ભવ્યકુમુદચંદ્રિકા ટીકા રચનાર જૈન પંડિત આશાધરે[૪૪] ઉપરોક્ત ધર્મામૃતની ટીકામાં આ વિલ્હણનો ઉલ્લેખ કર્યો છે. અને તે જ આશાધર સં. ૧૨૮૫માં

૪૩ આ લેખમાં જણાવેલ છે કે—

बाललीलाहवे यस्य जयसिंहे पलायिते ।
दिक्पालहास्यव्याजेन यशो दिक्षु विजृम्भितम् ॥

અર્થાત્ જયસિંહનો પરાભવ આ દાનપત્રના સમયપૂર્વે હોવો જોઇએ એ બનાવની મોડામાં મોડી સાલ સં. ૧૨૭૨ સંભવે છે. આ સંબંધમાં પ્રભાસપાટણના મોટા દરવાજા ઉપરનો સં. ૧૨૭૩નો ભીમદેવનો લેખ વિચારવો.

૪૪ આ આશાધર પંડિત નલકચ્છનિવાસી સુશ્રાવક આલ્હણનો પુત્ર હતો. વિન્ધ્યવર્માના સંધિવૈગ્રહિક વિલ્હણના મિત્ર સુભટ વર્મા અને અર્જુનવર્માના સમયમાં તેમ તેના પછી દેવપાળ અને જૈતુગિદેવ કિંવા જયસિંહદેવ (બીજા)ના સમય સુધી હયાત હતો. એણે અર્જુનવર્માની પ્રીતિ પણ મેળવી હતી એણે પોતાના રચેલા ગ્રંથોનો નામનિર્દેશ પ્રતિષ્ઠાસારોદ્ધારની પ્રશસ્તિમાં કરેલો છે. ( જુઓ મુદ્રિત આવૃત્તિ હિંદી ભાષાનુવાદ યુક્ત.).

પોતાના રચેલા પ્રતિષ્ઠાસારોદ્ધારમાં વિલ્હણને પોતાની સ્તુતિ કર્તા તરીકે દર્શાવેલ છે. જુઓ નિમ્ન લિખિત શ્લોક—

इत्युपश्लोकितो विद्वद् बिल्हणेन कवीशिना ।
श्रीविन्ध्यभूपतिमहासान्धिविग्रहिकेण यः ॥ ७ ॥

પરંતુ આ સર્વમાંથી કોઇએ રચેલા ગ્રંથો અદ્યાવધિ મારા જોવામાં આવ્યા નથી અને અહિં પૃ. ૧૯૪ ઉપર મુદ્રિત પાર્શ્વનાથ સ્તોત્રને અંતે **महाकविबिल्हणः** આવો ઉલ્લેખ છે તેથી મ્હેં ઉપરોક્તજ કર્તા સ્વીકાર્યા છે.

## ૬ પાર્શ્વદેવગણિ.

ઇ. સ. ૧૯૩૨ માં અમોએ પ્રસિદ્ધ કરેલા જૈનસ્તોત્ર સંદોહના પ્રથમ વિભાગની પ્રસ્તાવનામાં ઉવસગ્ગહરં સ્તોત્રની ટીકા તથા પદ્માવત્યષ્ટક વૃત્તિના રચયિતા તરીકે શ્રીચંદ્રસૂરિ (અપરનામ) પાર્શ્વદેવગણિનો ઉલ્લેખ કરેલો, પરંતુ આ વિભાગમાં મુદ્રિત ઉવસગ્ગહરં સ્તોત્રની વૃત્તિના અન્તે કર્તાએ રચના સંવત્, ગચ્છ કે ગુરૂનામ વગેરે કંઇ જણાવેલ નથી, અને જુદા જુદા ગચ્છોમાં આ નામની ત્રણ વ્યક્તિઓ થએલ છે તેથી અનાભોગમાં કોઇને અન્યાય અપાઇ જાય નહી એટલા માટે દરેકનો અહિં ટુંકમાં પરિચય આપવો ઉચિત ધારીએ છીએ.

૧. વિ. સં. ૧૧૬૯માં ચંદ્રગચ્છ યા સરવાળગચ્છના ઇશ્વરગણિના શિષ્ય વીરગણિએ દધિપ્રદ (દાહોદ)માં રચેલી ૭૬૯૧ શ્લોક પ્રમાણ પિંડનિર્યુક્તિ પરની વૃત્તિમાં મહેન્દ્રસૂરિ અને દેવચંદ્રગણિ સાથે આધારભૂત હતા તે.

૨. વિ. સં. ૧૧૯૦માં બૃહદ્ગચ્છના જિનચંદ્રસૂરિના શિષ્ય આમ્રદેવસૂરિએ યશોનાગશેઠની વસતિમાં રહીને આરંભેલી દેવેંદ્રગણિ—નેમિચંદ્રસૂરિકૃત આખ્યાનક મણિકોષ પરની વૃત્તિ ધવલક્કપુર (ધોળકા)માં અચ્છુપ્તની વસતિમાં પૂર્ણ કરી હતી તેના લેખન, શોધનાદિ અને આધાનોદ્ધરણમાં નેમિચંદ્ર અને ગુણાકર સાથે સહાય કરનાર.

૩ ચંદ્રકુળના શીલભદ્રસૂરિના શિષ્ય ધનેશ્વરસૂરિના શિષ્ય. એમનું આચાર્યાવસ્થામાં શ્રીચંદ્રસૂરિ નામ હતું. એમણે સં. ૧૧૬૯માં બૌદ્ધાચાર્ય દિઙ્નાગના ન્યાયપ્રવેશ નામના બૌદ્ધ ન્યાયગ્રંથ ઉપરની હરિભદ્રસૂરિ (પહેલા)ની વૃત્તિ પર પંજિકા રચી (પી. ૧,૮૧, પ્ર. ગા. ઓ. સી.), સં. ૧૧૭૧માં પોતાના ગુરૂ ધનેશ્વરસૂરિએ રચેલી જિનવલ્લભસૂરિકૃત સૂક્ષ્માર્થ વિચારસાર–સાર્ધશતક પરની વૃત્તિમાં સહાયતા આપી, સં. ૧૧૭૩માં જિનદાસ મહત્તરની નિશીથચૂર્ણિ પર વિંશોદ્દેશક વ્યાખ્યા રચી, ગુર્જરેશ્વર કુમારપાળના રાજ્યમાં સં.૧૨૨૨ના ચૈત્ર સુદિ ૧૦મીએ ૨૦૦૦ શ્લોક પ્રમાણ શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્રવૃત્તિ (જે. ૬, પી. ૧, ૩; ૩ અંગ્રેજી પ્રત ૧૪), નંદીટીકા દુર્ગપદ વ્યાખ્યા (સં. ૧૨૨૬ની પ્રત જે. ભં. માં છે. જે. ૬; પી. ૫, ૨૦૨) સં. ૧૨૨૭માં ૧૧૨૦ શ્લોક પ્રમાણ જીતકલ્પ બૃહત્ચૂર્ણિ વ્યાખ્યા, સં. ૧૨૨૮માં નિરયાવલિ (પાંચે ઉપાંગ) પર વૃત્તિ અને તે ઉપરાંત ૫૫૦ શ્લોક પ્રમાણ ચૈત્યવંદનસૂત્રવૃત્તિ, પ્રતિષ્ઠાકલ્પ, સર્વસિદ્ધાંત વિષમપદપર્યાય, સુખબોધાસમાચારી (પ્ર. દે. લા.) આદિ અનેક ગ્રંથો રચ્યા છે. (જે. પ્ર. ૨૧)

સાહિત્ય સર્જનમાં એમનો જ મોટો ફાળો હોવાથી પદ્માવત્યષ્ટક વૃત્તિ તેમજ ઉવસગ્ગહરં સ્તોત્રની વૃત્તિ પણ એમની જ કૃતિ સંભવે છે. પરંતુ એક જ વ્યક્તિ તેના તે ગ્રંથ ઉપર સરખી રીતની બે વૃત્તિ રચે એ સંભવિત નથી લાગતું. સાક્ષરો વિચારી નિર્ણય લાવશે.

## ૭ સાગરચંદ્ર.

આ નામની ત્રણ વ્યક્તિઓ નજરે પડે છે. તે આ પ્રમાણે—

૧ ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહની સભામાંના એક વિદ્વાન. સં. ૧૧૯૭માં ગોવિંદસૂરિના શિષ્ય વર્ધમાનસૂરિએ રચેલા ગણરત્ન-મહોદધિ (પ્ર. ચોખં ભા. ગ્રં૦) નામના ગ્રંથમાં એમના કેટલાક શ્લોક ઉદ્ધૃત કરેલા છે તેથી એમણે સિદ્ધરાજના વર્ણન રૂપી કોઈ કાવ્ય

લખ્યું હશે એમ અનુમાન થાય છે, મુનિરત્નસૂરિ કૃત અમમચરિત્રની પ્રથમાદર્શ પ્રત લખનાર પણ આજ હોય. ( જુઓ પી. ૩, ૯૮. )

गुर्जरवंशोद्योतनपुत्रोदयराजमन्त्रितनुजन्मा ।
विद्वान् सागरचन्द्रः प्रथमादर्शं लिलेखास्य ॥

૨ રાજગચ્છીય શીલભદ્ર–માણિક્ય–ભરતેશ્વર–વૈરસ્વામી–નેમિચંદ્ર શિષ્ય એમણે સં, ૧૨૪૬ માં મમ્મટકૃત કાવ્યપ્રકાશ સંકેત નામની ટીકા રચી (પ્ર. આનંદાશ્રમ ગ્રંથમાલા પૂના, સં. ૧૨૭૧ ની પ્રત જે૦ પા. સૂ. નં. ૬૭ ), પાર્શ્વનાથ ચરિત્ર ( પી. ૩, ૧૫૭. જે.૫) રચ્યું તે ભિલ્લમાલવંશીય શ્રેષ્ઠિ દેહડજાની પ્રાર્થનાથી સં. ૧૨૭૬માં દીવાળી દિને વેલાકૂલ શ્રી દેવકૂપકમાં પૂર્ણ કર્યું, એ ઉપરાંત શાંતિનાથ ચરિતાદિ ( જે. પ્ર. ૪૯ ) ગ્રંથો રચ્યા.

૩ ખરતરગચ્છીય. એમને શ્રી જિનરાજસૂરિએ આચાર્યપદ આપ્યું હતું. અને તેજ જિનરાજસૂરિના આદેશથી જેશલમેરના ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાં સં. ૧૪૫૯માં જિનબિંબોની સ્થાપના કરી હતી. જેશલમેરનો રાજા લક્ષ્મણદેવ રાઉલ એમનો ભક્ત અને પ્રશંસક હતો[૪૫] ( જુઓ. જે. પરિ. ૧, શ્લો. ૧૪–૨૧ ).

એમણે સં. ૧૪૬૧ માં આષાડ વદિ ૧૦ દિને દેવકુલપાટકમાં શાહ નાન્હાએ કરાવેલા નંદિમહોત્સવ પૂર્વક પૂર્વાદિ દેશોમાં વિચરી

૪૫ गाम्भीर्यवत्त्वात् परमोदक-त्वाद्
दधार यः सागरचन्द्रलक्ष्मीम् ।
युक्तं स भेजे तदिदं कृतज्ञः
सूरीश्वरान् सागरचन्द्रपादान् ॥ १४ ॥

\+ \+ \+

नवेषुवार्द्धीन्दु (१४५९) मितेऽथवर्षे निदेशतः श्रीजिनराजसूरेः ।
अस्थापयन् गर्भगृहेऽत्र बिम्बं मुनीश्वराः सागरचन्द्रसाराः॥२१॥

સંઘોન્નતિ અને ગણવૃદ્ધિ કરનાર જિનવર્ધનને આચાર્ય પદવી આપી હતી, પરંતુ પાછળથી ચતુર્થ વ્રતમાં શંકા લાગવાથી સર્વ મુનિ મંડળની સમ્મતિ મેળવી તેમને પદચ્યુત કરી સં. ૧૪૭૫માં મહા સુદિ ૧૫ દિને જિનભદ્રસૂરિને પદારૂઢ કર્યા હતા.[૪૬]

આ ત્રણમાંથી અહિં પૃ. ૨૨૭ ઉપર મુદ્રિત મંત્રાધિરાજ-કલ્પના કર્તાનો નિશ્ચય કરવો દુર્ઘટ છે. તથાપિ તદંતર્ગત અભયદેવ, પદ્મદેવ, લલિતપ્રભ, શ્રીપ્રભ, નેમિપ્રભ, પુણ્યસાગર, અને યશશ્ચંદ્ર નામની વ્યક્તિઓને અંગે વિશેષ તપાસ કરતાં કંઇ પણ વિશેષ માહિતી મળી રહેવા સંભવ છે.

## ૮ આલ્હાદન.

આ મહાન્ દંડનાયક હતો. એમનું કુલ ગલ્લક નામથી પ્રસિદ્ધ હતું અને તે સમસ્તકુલ નાગેન્દ્રગચ્છના સાધુઓને ગુરૂ તરીકે સ્વીકારતું હતું. મંડળપતિ ચચ્ચિગના પ્રતિબોધક નાગેન્દ્રગચ્છીય વીરસૂરિ-પરમારવંશીય વર્ધમાનસૂરિ-રામસૂરિ-ચંદ્રસૂરિ-દેવસૂરિ-અભયદેવસૂરિ[૪૭]-ધનેશ્વરસૂરિ-વિજયસિંહસૂરિના શિષ્ય વર્ધમાનસૂરિના ઉપદેશથી એમણે અર્બુદગિરિપુરનગરમાં શ્રીવાસુપૂજ્ય પ્રભુના દેરાસરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો તે પ્રસંગે એમની અભ્યર્થનાથી વર્ધમાનસૂરિએ સં ૧૨૯૯માં દરેક સર્ગને અન્તે આલ્હાદન શબ્દથી મંડિત ચાર સર્ગમાં ૫૪૯૪

---

४६ संवत् १४६१ वर्षे आषाढ वदि १० श्रीदेवकुलपाटके सा. नान्हा कारितनन्द्यां सागरचन्द्राचार्यैः स्थापितानां प्रान्त्यादिषु देशेषु कृतविहाराणां संघोन्नति-गणवृद्धिकारिणां चतुर्थव्रतविराधना शङ्कया भेदेन पृथक्कृतानां श्रीजिनवर्धनसूरीणां शाखा पिप्पलगच्छो जातः।

અ. પટ્ટાવલી.

૪૭ શ્રી દેવસૂરિએ શાન્ત મહેતા કેસૂની નારીઃ કરી હતી.

શ્લોક પ્રમાણ નવીન વાસુપૂજ્ય ચરિત્ર રચ્યું. ( વે. નં. ૧૭૭૨, પ્ર. જૈ. ધ. પ્ર. સભા. નં. ૧૮), અને તેની પ્રશસ્તિમાં એમના પૂર્વજો વગેરેનો નીચે મુજબ ઉલ્લેખ કરેલો છે—

'પૂર્વે નાગેન્દ્રગચ્છના ભક્ત ગલ્લકકુળમાં વાધૂ નામે શ્રેષ્ઠી થયો, જેણે સંગમખેટકમાં મહાવીર ચૈત્ય બંધાવી સો હળ-સાંતીવાળી જમીન વાડી સહિત તે ચૈત્યને અર્પણ કરી. તેના પુત્ર કપર્દિએ વટસર નામના ગામમાં ઋષભદેવયુગાદિદેવનું ચૈત્ય બંધાવ્યું. તેના પુત્ર આમ્રદેવને રાણુકા નામની પત્નીથી દેવચંદ્ર પુત્ર થયો અને તે દેવચંદ્રને પદ્મિની નામક સ્ત્રીથી ચાર પુત્ર થયા. જ્યેષ્ઠ અંબડ સચિવ હતો, બીજો જલ્હણ, ત્રીજો આલ્હાદન નામે દંડનાયક (સેનાધિપતિ) થયો અને ચોથો પ્રલ્હાદન. આમાં અંબડ મંત્રી[૪૮] સ્વર્ગસ્થ થતાં આલ્હાદન દંડનાયકે સત્યપુર ( સાચોર ) માં વીરપ્રસાદમાં ઋષભદેવની, થારાપદ્ર ( થરાદ )ના નાભેય ચૈત્યમાં પાર્શ્વનાથની તથા ચંદ્રપ્રભસ્વામી, સીમંધર યુગમંધરની અને અંબિકા, ભારતી વગેરેની મૂર્તિઓ સ્થાપન કરી. [૪૯]સંગમખેટક અને વટસરમાં એમના પૂર્વજોએ બંધાવેલા પૂર્વોક્ત બન્ને ચૈત્યોનો જીર્ણોદ્ધાર કરાવ્યો, પોતાના ગુરૂઓ માટે અણહિલપુર પાટણમાં વસતિ ( ઉપાશ્રય ) બનાવી અને પુસ્તકો વગેરે લખાવી સાહિત્યસેવા બજાવી.'

એ સેનાધિપતિના વ્યવસાયવાળો હોવા છતાં વિદ્યાવ્યાસંગી તેમજ કાવ્યશકિતસંપન્ન પણ હોવો જોઇએ. એની અન્ય કોઈ કૃતિ જોવામાં આવી નથી.

---

૪૮ આ અંબડ મંત્રી સં. ૧૨૯૬ માં ભીમદેવનો મહામાત્ય હતો. જુઓ ઉપદેશ કંદલી લેખન પ્રશસ્તિ. પી. ૫, ૫૦.

૪૯ ગાયકવાડના તાબાનો સંખેડા પ્રાંત તથા હાલ પણ સંખેડા મેવાસ કહેવાતો રેવાકાંઠા એજન્સિના નજીકનો ભાગ જે ડભોઈ નજીક આવેલ છે. અને બહાદરપર-સંખેડા કહેવાય છે તે હોય. ત્યાં ઉન્છ અને ઓર નામની બે નદીઓનો સંગમ થાય છે.

# ૯ અજિતસિંહસૂરિ.

આ નામના ત્રણ આચાર્યો થયા છે. તેમાં—

૧ સમ્મતિતર્કવૃત્તિ[૫૦] ( વાદમહાર્ણવ ) ના રચયિતા તર્કપંચાનન અભયદેવસૂરિના શિષ્ય ધનેશ્વરસૂરિ[૫૧] ( રાજગચ્છ સંસ્થાપક ) ના શિષ્ય. એમની પરંપરામાં ચતુર્થ પાટે થયેલા વૈરસ્વામીના શિષ્ય નેમિચંદ્રસૂરિએ કણાદ-વૈશેષિકમતનું ખંડન કર્યું.[૫૨] તેમના શિષ્ય

---

૫૦ આ ટીકાનું નામ તત્ત્વાવબોધવિધાયિની છે. પુરાતત્ત્વ મંદિર [અમદાવાદ] તરફથી ૭ વિભાગમાં મુદ્રિત કરવામાં આવી છે.

૫૧ ધારાધીશ મુંજરાજાની સભામાં વિજેતા તરીક પંકાતા અને તે રાજાના માનીતા ગુરૂ હતા. પોતે મૂળ ત્રિભુવનગિરિના સ્વામી કર્દમભૂપતિ હતા. તેમણે રાજા થઇ દીક્ષા લીધી અને તેઓ રાજાના માન્ય થયા તેથી તેમના ગચ્છનું નામ રાજગચ્છ પડ્યું. મુંજનું મરણ સં. ૧૦૫૦ને ૧૦૫૪ વચ્ચે થયું છે. તેનું દાનપત્ર સં. ૧૦૩૧નું મળે છે. તેમજ સં. ૧૦૫૦ માં દિગંબરાચાર્ય અમિતગતિએ સુભાષિતરત્ન સંદોહ નામનો ગ્રંથ તેના રાજ્યમાં રચ્યો છે.(પ્ર. નિ. સા. પ્રેસ મુંબઈ)

જુઓ પ્રભાવક ચરિત્રનો નિમ્નલિખિત ઉલ્લેખ—

त्रिभुवनगिरिस्वामी श्रीमान् स कर्दमभूपति-
स्तदुपसमभूत् शिष्यः श्रीमद्धनेश्वरसञ्ज्ञया ।
अजनि सुगुरुस्तत्पट्टेऽस्मात् प्रभृत्यवनिस्तुत-
स्तदनु विदितो विश्वे गच्छः स राजपदोत्तरः ॥

૫૨ षट्तर्की ललनाविलासवसतिश्चञ्चत्तपोऽदर्पेति
स्तत्पट्टोदयचन्द्रमाः समजनि श्रीनेमिचन्द्रः प्रभुः ।
निःसामान्यगुणैर्भुवि प्रसृमरैः प्रालेयशैलोज्ज्वलै-
र्यश्चक्रे कणभोजिनो मुनिपतेर्व्यर्थं मतं सर्वतः ॥

સાગરેન્દુસૂરિના શિષ્ય માણિક્યચંદ્રસૂરિએ સં. ૧૨૧(૪)૬ માં કાવ્યપ્રકાશસંકેત રચ્યો, ભિલ્લમાલવંશીય શ્રેષ્ઠિ દેકુકની પ્રાર્થનાથી સં. ૧૨૭૬માં દીવાલીદિને વેલાકૂલ શ્રીદેવકૂપકમાં પાર્શ્વનાથચરિત્ર (પી. ૩, ૧૫૭; જે. ૫) પૂર્ણ કર્યું, અને શાંતિનાથ ચરિત્રાદિ (જે. પ્ર. ૪૯.) ગ્રંથો રચ્યા. તથા એમના જ સમુદાયના છઠ્ઠા પુરૂષ ચંદ્રપ્રભસૂરિના શિષ્ય પ્રભાચંદ્ર થયા કે જેમણે સં ૧૩૩૪ માં પ્રભાવક ચરિત્ર રચ્યું.

૨ ઉપરોક્ત અજીતસિંહથી ચતુર્થ પાટે થએલા[૫૩]ભદ્રેશ્વરસૂરિના શિષ્ય, એમના શિષ્ય દેવભદ્રસૂરિએ સં. ૧૨૪૮ માં પ્રમાણ પ્રકાશ અને શ્રેયાંસચરિત્ર રચ્યાં. તેમના શિષ્ય સિદ્ધસેનસૂરિએ નેમિચંદ્રકૃત પ્રવચનસારોદ્ધાર પર સં૦ ૧૨૪૮ માં તત્ત્વજ્ઞાનવિકાશિની નામની વૃત્તિ રચી. (પી. ૨, ૮૮. વે. નં. ૧૬૪૦–૪૧, પ્ર. દે. લા. નં. ૫૮ અને ૬૪) એમાં સિદ્ધસેનસૂરિ પોતાના અન્યગ્રંથો નામે સ્તુતિઓ, પદ્મપ્રભચરિત્ર અને સામાચારીનો પણ ઉલ્લેખ કરે છે, (પ્ર. સા. વૃત્તિ. પૃ. ૧૮૭, ૪૪૦ અને ૪૪૨).

૩ અંચલગચ્છના ૫૧મા પટ્ટધર શ્રીસિંહપ્રભસૂરિ[૫૪]ના શિષ્ય.

---

માણિક્યચંદ્રકૃત પાર્શ્વનાથચરિત્રને કાવ્યપ્રકાશની પ્રશસ્તિ. પી. ૧૬૦ અને ૩૨૧, ડૉ શતીશચંદ્રનો ન્યાયશાસ્ત્રનો ઈતિ. પૃ. ૪૦.

૫૩ એમના શિષ્ય હરિભદ્રાચાર્યથી આચાર્યપદને પ્રાપ્ત થએલા જિનચંદ્રસૂરિના શિષ્ય વિજયસિંહસૂરિએ ઉમાસ્વાતિવાચકકૃત જંબૂદ્વીપ સમાસપર વિનેયજનહિતા ટીકા (પ્ર. સત્યવિજય, ગ્રંથમાળા નં. ૨) સં. ૧૨૧૫ માં શરદૃઋતુમાં પાલીમાં સાહારશ્રેષ્ઠિના ઘરમાં રહીને રચી હતી.

૫૪ વીજાપુરના શ્રેષ્ઠિ અરિસિંહ પીતા. પ્રીતિમતી માતા, જન્મ સં. ૧૨૮૩, દીક્ષા સં. ૧૨૯૧, આચાર્ય તથા ગચ્છનાયક પદ સં. ૧૩૦૯ (મેરૂ. પ્ર. સં. ૧૩૦૮), સ્વ. ૩૦ વર્ષની વયે સં. ૧૩૧૩માં.

એમનો જન્મ સં ૧૨૮૩ ડોડગામમાં (મેરૂ. પ્ર. તથા શત૦માં કોક ગામમાં ) થયો હતો. જિનદેવશેઠ પિતા. જિનદેવી માતા. સં. ૧૨૯૧માં દીક્ષા. સં. ૧૩૧૪ અણહિલપુરમાં આચાર્યપદ. સં. ૧૩૧૬ જાલોરમાં ગચ્છનાયકપદ અને સં. ૧૩૩૯માં ૫૬ વર્ષની વયે સ્વર્ગવાસ.

આ ત્રણેમાંથી અહિં પૃ. ૯૦ ઉપર છપાએલ અર્હમર્હ મંત્ર ગર્ભિત પાર્શ્વનાથ સ્તોત્રના રચયિતા કયા હશે એ કહેવું કઠિન છે. કારણ કે આ ત્રણે આચાર્યોનો સમુદાય વિદ્વાન્ હતો અને તેમણે અનેક ગ્રંથો રચી જૈન સાહિત્યને સમૃદ્ધ કર્યું છે, પરંતુ એમની પોતાની એક કૃતિ હજુ સુધી જોવામાં આવી નથી તેમજ કોઇ ચોક્કસ પુરાવો મળ્યો નથી. વિદ્વાનો સ્વયં નિર્ણય કરી લે.

## ૧૦ શ્રીજિનપતિસૂરિ.

वाग्मि ग्रामशिरोरत्नं वन्देमर्त्येश्वरस्तुतम् ।
भक्त्या सुमेधसां धुर्यं श्रीमज्जिनपतिं गुरुम् ॥

જન્મ સંવત ૧૨૧૦ ચૈત્ર વદિ ૮ માલુગોત્રીય યશોવર્ધનશાહ પિતા. સુહવદેવી માતા. સં, ૧૨૧૮ ના ફાલ્ગુન વદિ ૮ દિને દિલ્હીમાં દીક્ષા, સં; ૧૨૨૩ના કાર્તિક સુદિ ૧૩ને દિને તેમનું પદસ્થાપન જયદેવાચાર્યે કર્યું. એમણે પ્રતિબોધ આપી મરૂકોટ નિવાસી શ્રેષ્ઠિ નેમિચંદ્ર ભાંડાગારિકને જૈનધર્મી બનાવ્યો હતો [ ભાં. ૪ ૧૪૯, ] તે શ્રેષ્ઠિએ સં. ૧૨૪૫ માં જિનવલ્લભસૂરિગીત રચેલ છે તેમજ સટ્ઠિસય ( ષષ્ઠિશતક ) નામનો ઉપદેશમય પ્રકરણ ગ્રંથ પ્રાકૃતમાં રચ્યો ( વે. નં. ૧૬૭૦-૭૨ ). સં. ૧૨૩૫ માં આ શ્રેષ્ઠિના પુત્ર દીક્ષા લઈ પછી જિનપતિસૂરિના પટ્ટધર નામે જિનેશ્વર સૂરિ તરીકે થયા.

વાદિદેવસૂરિના શિષ્ય મહેંદ્રસૂરિ-શિષ્ય પ્રદ્યુમ્નસૂરિએ વાદસ્થળ નામનો ગ્રંથ રચ્યો હતો તેમાં આશાપલ્લીના ઉદયનવિહારમાં શ્વે-

તાંબર યતિથી પ્રતિષ્ઠિત થએલાં જિનબિંબો પૂજનીય નથી એવો વાદ ખરતર જિનપતિસૂરિના મતાનુયાયિઓ કરતા હતા તેનું ખંડન છે ( જે. પ્ર. ૨૭ ) તે ગ્રંથનાં સામે આ આચાર્યે વિધિપ્રબોધ-વાદ સ્થળ નામનો ગ્રંથ રચ્યો કે જેમાં પોતાના મતનું પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કર્યો છે ( જે. પ્ર. ૨૮ ). સં. ૧૨૩૩ માં એમણે કલ્યાણ નગરમાં મહાવીરપ્રતિમા પ્રતિષ્ઠિત કરી. એમણે રચેલ તીર્થ-માળા, જિનવલ્લભકૃત સંઘપટ્ટક પર ટીકા ૫૫ બૃહદ્વૃત્તિ, જિનેશ્વર-સૂરિકૃત પંચલિંગી પર વિવરણ [ વે. નં. ૧૬૨૩ ] ઇત્યાદિ સુપ્રસિદ્ધ છે, એમણે ચૈત્યવાસિઓને વધુ ખોખરા કર્યા હતા, તે ઉપરાંત ચિંતામણિ પાર્શ્વસ્તવ, અંતરીક્ષપાર્શ્વસ્તવ, ચતુર્વિંશતિ જિનસ્તવ વિરોધાલંકારમંડિતા સાવચૂરિકા ઋષભસ્તુતિ ( પ્ર. દે. લા. પુ. ૬૩ ) વગેરે પણ એમની કૃતિઓ છે.

સં ૧૨૯૦ની આસપાસ વિશેષાવશ્યક પર શિષ્યહિતા નામની ટીકાની તાડપત્ર પરની પ્રત આશાદિત્ય નામના દ્વિજે લખી, તે લેખક આ આચાર્યના પરમભક્ત મોઢવંશીય શાંતિ નામના શ્રાવકને યશોમતિ નામની ભાર્યાથી થએલ પદ્યુમ્ન નામના પુત્રની ભાર્યા લક્ષ્મી માટે પ્રશસ્તિ રચી પ્રાંતે મુકી છે. તે લક્ષ્મીએ વર્ધમાન (વઢવાણ) નામના નગરમાં દેવભદ્રસૂરિના વ્યાખ્યાન સાંભળી આ પ્રત લખાવી તેજ સૂરિને અર્પણ કરી હતી. તે ભાં. ઇ.માં મૌજુદ છે.

એમના શિષ્યો—

પૂર્ણભદ્ર—એમણે સં. ૧૨૮૨માં પાલણપુરમાં અતિમુક્તક ચરિત્ર રચ્યું. સં. ૧૨૮૫માં જેશલમેરમાં ૭ પરિચ્છેદવાળુ ધન્યશાલિભદ્ર-

૫૫ तत्पट्टे श्री जिनपतिसूरिर्जज्ञेऽथ पञ्चलिङ्गीं यः ।
श्री सङ्घपट्टकमलं विवृत्य चक्रे बुधाश्चर्यम् ॥ १६ ॥

અભયકુમારચરિત્ર પ્રશસ્તિ—લક્ષ્મીતિલકગણિ

ચરિત્ર તેમજ સં. ૧૩૦૫ જેશલમેરમાં કૃતપુણ્યકચરિત (મોટી ટોળી ભં. પાલિતાણા) આદિ રચ્યાં છે. આ ધન્યશાલિભદ્ર ચરિત્રમાં સર્વદેવસૂરિએ[૫૬] સહાય આપી છે. સં.૧૨૫૫માં પંચાખ્યાન (પંચતંત્ર) શોધ્યું કે જેના પર ઇટલીનો વિદ્વાન્ હર્ટલ મુગ્ધ થયો છે. સં. ૧૨૭૫માં આનંદાદિ દશ ઉપાસક કથા (જે. પ્ર. ૧૭) રચી.

જિનપાલ—એમણે સં. ૧૨૬૨માં જિનેશ્વરસૂરિકૃત ષટ્સ્થાનક પર વૃત્તિ રચી (બુલ્હ. ૬, નં. ૭૭૬), સનત્કુમાર ચરિત્ર મહાકાવ્ય સટીક, સં. ૧૨૯૩ માં જિનવલ્લભસૂરિકૃત[૫૭] દ્વાદશકુલક પર વિવરણ, સં. ૧૨૯૪માં જિનદત્તસૂરિકૃત[૫૮] ઉપદેશરસાયન ઉપર વિવરણ, પંચલિંગી વિવરણ-ટિપ્પન, સં. ૧૨૯૪ માં જિનદત્તસૂરિકૃત ચર્ચરી નામના અપભ્રંશ કાવ્ય પર વિવરણ (પ્ર. ગા. ઓ. સી), તે ઉપરાંત સ્વપ્નવિચાર ભાષ્યાદિ રચ્યાં. (અપભ્રંશકાવ્યત્રયી પ્રસ્તાવના પૃ. ૬૫-૭૦. જેસ. પ્ર. ૪૧. વે. નં. ૧૬૨૩).

સુમતિગણિ—એમણે સં. ૧૨૯૫માં જિનદત્તસૂરિકૃત ગણધરસાર્ધ શતક પર બૃહદ્વૃત્તિ રચી. તે વૃત્તિ પહેલાં ખંભાતમાં આરંભીને ધારાપુરી-નલકચ્છાદિ તરફ વિહાર કરતાં છેવટે મંડપદુર્ગ (માંડવગઢ)માં પૂરી કરી. તેને જૈન વિદ્વાન્ જલ્હણે લખી અને તેનો પ્રથમાદર્શ જિનેશ્વરસૂરિ શિષ્ય કનકચંદ્રે લખ્યો. (જેસ. ૩૯, જે. પ્ર. ૫૦, ભાં. રી. ૧૮૮૨-૮૩ પૃ. ૪૮).

સૂરપ્રભ—આ મહાત્માએ સ્તંભતીર્થમાં પોતાના જલ્પ-વાણી વડે દિગંબરવાદિ યમદંડને જીત્યો હતો. કાલસ્વરૂપ કુલકવૃત્તિ સ્તંભનકેશપાર્શ્વજિનસ્તવન (પ્ર. જૈ. સ્તો. સમુચ્ચય.) તેમજ કવિતામાં ચમકલ્પ રચ્યો હતો. ચંદ્રતિલક ઉપાધ્યાયને વિદ્યાનંદ નામનું

---

૫૬ એમણે સં. ૧૨૮૭ માં જેસલમેરમાં સ્વપ્નસપ્તતિકાવૃત્તિ રચી (કાં. છાણી.).

૫૭-૫૮ જુઓ જૈનસ્તોત્ર સંદોહ ભા. ૧ની પ્રસ્તાવના પા. ૨૫ અને ૩૩.

વ્યાકરણ ભણાવ્યું હતું. અને પૂર્ણભદ્રગણિકૃત ધન્યશાલિભદ્ર ચરિત્ર સંશોધ્યું હતું.

જિનેશ્વરસૂરિ—મરૂકોટના રહેવાસી શ્રેષ્ઠિ નેમિચંદ્ર ભાણ્ડારિકના પુત્ર હતા. માતાનું નામ લક્ષ્મી. સં. ૧૨૪૫ માગશર સુદિ ૧૧ દિને જન્મ. મૂળ નામ અંભડ. સં. ૧૨૫૫માં ખેડનગરમાં દીક્ષા લીધી તે સમયે વીરપ્રભ નામ ધારણ કર્યું. સં. ૧૨૭૮ ના માઘ સુદિ ૬ને દિને સર્વદેવાચાર્યે તેમની જાલોર ( જાવાલ ) નગરમાં સ્થાપના કરી. સં. ૧૩૩૧ના આશ્વિનવદિ ૬ને દિને સ્વર્ગસ્થ થયા.

વિશેષ માટે જુઓ સં. ૧૩૩૧ માં સોમમૂર્તિરચિત જિનેશ્વરસૂરિ દીક્ષાવિવાહવર્ણનરાસ, (પ્ર. જૈ; ઐ. ગૂ. કા. સં. પૃ. ૨૨૪) ખરતરગચ્છ પટ્ટાવલી, સંઘપુરસ્થ શિલાલેખ અને અભયકુમારચરિત્ર પ્રશસ્તિ વગેરે.

એમણે રચેલા ગ્રંથો—સં. ૧૩૧૩માં પાલણપુરમાં સંસ્કૃતમાં શ્રાવકધર્મ વિધિ રચી (જે. સ. પ્ર. ૩૬) અને તેના પર સં. ૧૩૧૭ માં પોતે જાવાલિપુર (જાલોર)માં બૃહદ્વૃત્તિ રચી સંભળાય છે. જ્યારે એમના શિષ્ય લક્ષ્મીતિલકે પણ વૃત્તિ રચી છે (કાં. વડો. નં. ૨૧૪), રૂચિતદંડક સ્તુતિ કે જે સં. ૧૬૨૪માં ફલવર્ધિ (ફલોધી)માં જિનહંસસૂરિ-પુણ્યસાગર ઉપા.ના શિષ્ય પદ્મરાજે રચેલી વૃત્તિ-વ્યાખ્યા યુકત (પી. ૬, ૪૮) ઉપલબ્ધ થાય છે. વિ. સં. ૧૦૮૦ હરિભદ્રીય અષ્ટકવૃત્તિ[૫૯] કથાકોષ, પંચલિંગી[૬૦] પ્રકરણ પ્રમાલક્ષ્મ,[૬૧] ષટ્સ્થાન પ્રકરણ, નિર્વાણલીલાવતી[૬૨] આદિના કર્તા ચૈત્યવાસીઓનો વિજય મેળવનારા જિનેશ્વરસૂરિ વર્ધમાનસૂરિના શિષ્ય હોવાથી એમનાથી ભિન્ન સમજવા.

૫૯. પ્ર. શ્રે. સ. ભ. અમદાવાદ. ૬૦ પ્ર. જિનદત્તસૂરિ જ્ઞાનભંડાર સૂરત. ૬૧. પ્ર. તત્ત્વવિવેચક સભા અમદાવાદ.

૬૨ Co :—of 2nd उत्साह । इति श्रीवर्द्धमानसूरिशिष्यावतंस वसतिमार्गप्रकाशकप्रभुश्रीजिनेश्वरसूरिविरचिते प्राकृत श्रीनिर्वाणलीलावतीकथेतिवृत्तोद्धारे लीलावतीला… जिनाङ्के etc.

## ૧૧ પૂર્ણકળશગણિ

આ મહર્ષિ અત્યંત વિદ્વાન હતા. અત્યારે ઉપલબ્ધ થતી એમની એક જ કૃતિ વિદ્વાનોને મુગ્ધ બનાવે છે. પરંતુ અફસોસની વાત છે કે એમના જીવન પ્રસંગ સંબંધી કંઈ પણ વિશેષ બીના પ્રાપ્ત થતી નથી તેથી વતન, માતા, પિતા, જ્ઞાતિ, દીક્ષા, અને અવસાન વગેરેની જિજ્ઞાસા મનમાં જ સમાવી દેવી પડે છે. માત્ર એઓ ઉપરોક્ત જિનેશ્વરસૂરિના શિષ્ય હતા, શ્રીજિનરત્નાચાર્ય પાસે ભણ્યા હતા. અને ચૌદમી શતાબ્દીને વિભૂષિત કરતા હતા એટલી જ હકીકત મળે છે.

પ્રસ્તુત વિભાગમાં આપેલ મંત્રયંત્રાદિગર્ભિત સ્તંભન પાર્શ્વનાથ સ્તોત્ર ઉપરાંત એમણે સં. ૧૩૦૭માં શ્રી હેમચંદ્રાચાર્યકૃત પ્રાકૃત દ્વયાશ્રયકાવ્યની વૃત્તિ રચી છે. જે એમના જ ગુરુબંધુ લક્ષ્મીતિલકે સંશોધન કરેલી છે, ( સં. શંકર પાંડુરંગ પંડિત. પ્ર૦ મુંબાઈ સંસ્કૃત સિરીઝ સને ૧૯૦૦).

એમના ગુરુબંધુઓ ઘણા હતા અને સમર્થ વિદ્વાન હતા તે પૈકી કેટલાક નો પરિચય નીચે મુજબ—

૧ વીરકળશ—એમણે સં. ૧૨૯૫માં આવશ્યકવૃત્તિ ( કાં. છાણી ), અને સં. ૧૨૯૬ માં ઉપદેશકંદલીવૃત્તિ પુસ્તકની તાડપત્ર ઉપર પ્રતો લખાવી. ( પી. ૫, ૪૨ ).

૨ કનકચંદ્ર—સુમતિગણિએ રચેલી ગણધરસાર્દ્ધશતક બૃહદ્વૃત્તિ નો પ્રથમાદર્શ એમણે લખ્યો હતો. ( જેસ. ૨૯. જે. પ્ર. ૫૦; ઓ. રી. ૧૮૮૨–૮૩ પૃ. ૪૮ ).

૩ કુમારકવિ—સં. ૧૩૧૨માં ચંદ્રતિલક ઉપાધ્યાયે રચેલા અભય કુમારચરિતની પ્રશસ્તિ એમણે રચી છે ( પ્ર. વીજાપુર વૃત્તાંત. ).

સં. ૧૦૯૫ માં ધનેશ્વરસૂરિએ રચેલા સુરસુંદરી કહા નામના ગ્રંથ (પ્ર. જૈન વિવિધ સાહિત્ય શાસ્ત્રમાળા)ની પ્રશસ્તિમાં આની અત્યંત પ્રશંસા કરી છે.

૪ ધર્મતિલક—સં. ૧૩૨૨ માં જિનવલ્લભના ઉલ્લાસિક્કમથી શરૂ થતા અજિતશાંતિસ્તવ ઉપર વૃત્તિ રચી છે ( જુઓ તે વૃત્તિની પ્રશસ્તિ—ક્લાટ. ).

૫ દેવમૂર્તિ ઉપાધ્યાય—હેમપ્રભકૃત પ્રશ્નોત્તર રત્નમાળાની વૃત્તિના અંતે નીચે મુજબ ઉલ્લેખ નજરે પડે છે—

**श्रीजिनेश्वरसूरीणां पादाम्भोजमधुव्रतैः ।**
**श्रीदेवमूर्त्युपाध्यायैर्निर्मितेयं प्रशस्तिका ॥**

**इति प्रश्नोत्तररत्नमालावृत्तिपु० साधु अभयचन्द्रलिखितायाः प्रशस्तिः समाप्ता ।**

—જેશ. ભા. સૂ. પૃ. ૧૦

૬ વિવેકસમુદ્ર—એમણે સં. ૧૩૩૪ માં જેશલમેરૂમાં પ્રથમ કાર્તિક પૂર્ણિમાના દિવસે પુણ્યસાર કથાનક રચ્યું. (જેસ. પ્ર. ૫૩; કાં. વડો. ) સં. ૧૩૮૩ માં જિનદત્તસૂરિકૃત ચૈત્યવંદન-દેવવંદનકુલક ઉપર વૃત્તિ (તાડપત્ર કી. ૨, નં. ૧૯; કી. ૩. નં. ૧૪૮; કાં. વડો. નં. ૧૮૨ પ્ર. જિ. જ્ઞા. ભં. સૂરત) રચનાર જિનકુશલસૂરિ એમને પોતાના વિદ્યા ગુરૂ તરીકે દર્શાવે છે. સમ્યક્ત્વાલંકાર (જે. ૮; જે. પ્ર. ૩૭) નામક ગ્રંથ પણ રચ્યો છે.

૭ પ્રબોધચંદ્ર—આ મહાત્મા પદ્મદેવગણિ પાસેથી લક્ષણ અને સાહિત્ય, જિનચંદ્રસૂરિ શિષ્ય ગુણભદ્ર વાચનાચાર્ય પાસેથી કાતંત્રપંજિકા, વિજયદેવસૂરિ પાસેથી તર્કશાસ્ત્ર અને જિનપાલ ઉપાધ્યાય પાસેથી આગમ શિખ્યા હતા. સં. ૧૩૨(૦)૧ માં સંદેહદોલાવલી પર બૃહદ્વૃત્તિ રચી, જેનું સંશોધન લક્ષ્મીતિલક ઉ૦, જિનરત્ન, અને ચંદ્રતિલક ઉપાધ્યાયે કર્યું હતું (લીં; કાં. વડો. નં. ૨૫૦)

૮ પ્રબોધમૂર્તિ—જન્મ સં, ૧૨૮૫, પિતા શાહ શ્રીચંદ્ર, માતા સિરિયા દેવી, મૂળ નામ પર્વત. દીક્ષા સં. ૧૨૯૬ ફાગુણ વદિ ૫

દિને થિરાપદ્ર (થરાદ) નગરમાં, દીક્ષા નામ પ્રબોધમૂર્તિ. સં. ૧૩૩૧ ના આશ્વિન સુદિ પંચમીને દિને પટ્ટાભિષેક અને તેજ વર્ષે ફા. વદિ ૮ દિને પદ મહોત્સવ થયો હતો. આચાર્ય પદવીનું નામ જિનપ્રબોધસૂરિ.[૬૩] સં. ૧૩૨૮માં કાતંત્ર વ્યાકરણ ઉપર દુર્ગપદપ્રબોધ નામની ટીકા રચી (જો. પ્ર, ૫૭). વિવેકસમુદ્રકૃત પુણ્યસાર કથાનક એમણે સંશોધ્યું છે. સં. ૧૩૫૧માં જિનચંદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી એમની મૂર્તિ ખંભાતમાં છે.

૯ શ્રીજિનરત્નસૂરિ—એમણે જિનાંકયુક્ત નિર્વાણલીલાવતી કથા સાર તેમજ સિદ્ધાંતરત્નિકા વ્યાકરણ રચેલ છે[૬૪] અને પ્રબોધચંદ્રકૃત

---

૬૩ सामान्यावस्थायां प्रबोधमूर्तिगणिनामधेयः श्रीजिनेश्वरसूरिपट्टालङ्कारैः श्रीजिनप्रबोधसूरिभिर्विरचितो दुर्गपदप्रबोधः संपूर्णः ॥ का. दु. प्र.

તથા શ્રી જિનેશ્વરસૂરિ દીક્ષાવિવાહ વર્ણન રાસને અંતે સોમમૂર્તિગણિ જણાવે છે કે—

સિરિજિનવાલિપુરંમિ ક્રિએહિ જેહિ નિય અંતસમયં મુયં મુણેવિનિય પટ્ટંમિ સઈ હત્થિ સંઠાવિઓ વાણારિઉ પ્રબોધમૂર્તિગણિ ૩૦
સિરિજિણપ્રબોધસૂરિ દિન્નુ તસુ નામુ, તઉ ભણિઉ સયલસંઘરસ અગ્ગે અમ્હ જિમ એહુ માનેવઓ સંધિ જુગપવર જિનપ્રબોધસૂરિ ગુરૂ. ૩૧

૬૪ निर्वाणाध्वरवि कथां नवरसां निर्वाणलीलावतीं
सूत्रं वृत्तियुतं कथानकमहाकोशस्य संवेगकृत् ।
तर्कन्यायविलासनकचतुरं सन्नीतिरत्नाकरं
तर्के यो विदधे धियां जलनिधिः संविग्नचूडामणिः ॥
—અભયકુમારચરિત્ર પ્રશસ્તિ.

આ ઉપરથી એમણે રચેલા અન્ય ગ્રંથો પણ હોવાનો સંભવ રહે છે.

સંદેહદોલાવલીની બૃહદ્વૃત્તિ સંશોધનમાં મદદ આપી હતી. પ્રસ્તુત પૂર્ણકળશગણિ અને લક્ષ્મીતિલક ઉપાધ્યાયના તેઓ વિદ્યાગુરૂ હતા.

૧૦ ચંદ્રતિલકોપાધ્યાય—એમણે સં. ૧૩૧૨માં ૯૦૩૬ શ્લોક પ્રમાણ અભયકુમારચરિત્ર વાગ્ભટ્ટમેરૂ (બાહડમેરમાં શરૂ કરીને દીવાલીને દિને વીસળદેવના રાજ્યમાં ખંભાતમાં પૂર્ણ કર્યું. તેનું સંશોધન લક્ષ્મીતિલક અને અભયતિલકે કર્યું હતું. આ ગ્રંથની પ્રશસ્તિ કુમાર કવિએ રચી છે. (પ્ર. વીજાપુરવૃત્તાંત). એમાં કર્તા પોતાના વિદ્યાગુરૂઓનાં નામ જણાવે છે કે—

તપસ્વી નેમિચંદ્રગણિએ સામાયિકશ્રુતાદિ ભણાવી પાળ્યો, સિદ્ધસેનમુનિએ પ્રભાણિ શીખવ્યાં, જિનચંદ્રસૂરિના મોટા શિષ્ય વાચનાચાર્ય ગુણભદ્રસૂરિએ પંચિકા ભણાવી, સૂરપ્રભે વિદ્યાનંદ વ્યાકરણ શીખવ્યું. વિજયદેવસૂરિએ પ્રમાણ સાહિત્ય શીખવ્યું, જિનપાલ ઉપાધ્યાયે નંદ્યાદિ મૂળ આગમોની વાચના આપી હતી.

૧૧ લક્ષ્મીતિલકોપાધ્યાય—એમણે જિનરત્નસૂરિ પાસે અધ્યયન કર્યું હતું અને અભયતિલક વગેરેને ભણાવ્યા હતા. પ્રસ્તુત પૂર્ણકળશગણિએ રચેલી પ્રાકૃતદ્વયાશ્રયકાવ્યની વૃત્તિ (પ્ર. મુંબાઈ સંસ્કૃત સીરીઝ.) એમણે સંશોધી હતી અને સં. ૧૩૧૧માં સત્તર સર્ગવાળુ જિનલક્ષ્યંકયુક્ત સંસ્કૃતમાં પ્રત્યેકબુદ્ધચરિત્ર મહાકાવ્ય ( જે. પ્રે. ૫૧ ) રચ્યું.

૧૨ અભયતિલકોપાધ્યાય—એમના દીક્ષાગુરૂ જિનેશ્વરસૂરિ અને વિદ્યાગુરૂ લક્ષ્મીતિલકોપાધ્યાય હતા. એમણે સં. ૧૩૧૨માં હેમચંદ્રાચાર્ય વિરચિત ૨૦ સર્ગાત્મક સંસ્કૃત દ્વયાશ્રયકાવ્ય ઉપર વૃત્તિ રચીને પાલણપુરમાં પૂર્ણ કરી. તે દશ સર્ગ સુધીની પ્રસિદ્ધ થઈ છે, અને તેનું ગુજરાતી ભાષાંતર સ્વ. મણીભાઈ નભુભાઈકૃત ગાયકવાડ કેળવણી ખાતા તરફથી પ્રસિદ્ધ થયું છે (જે. પ્ર. ૬૦) પરંતુ જોઇએ તેવું શુદ્ધ નથી. આ ગ્રંથના રચના સમયે જ ચંદ્રતિલકો-

પાધ્યાયકૃત અભયકુમાર ચરિત્રનું સંશોધન કર્યું હતું, ઉપદેશમાળાની બૃહદ્‌વૃત્તિના અંતે એમણે પ્રશસ્તિ રચી છે. (જે. નં. ૨૮૯). અને ન્યાયાલંકારટિપ્પન અપર નામ પંચપ્રસ્થ-ન્યાયતર્કવ્યાખ્યા રચી (જેસ. પ્ર. ૩૧). એટલે [15]અક્ષપાદનું ન્યાયતર્કસૂત્ર, તે પર વાત્સ્યાયનનું ભાષ્ય, ભારદ્વાજનું વાર્તિક, વાચસ્પતિની તાત્પર્યટીકા, તે ટીકા ઉપર ઉદયનની તત્પરિશુદ્ધિ-ન્યાયતાત્પર્ય પરિશુદ્ધિ અને તે પર શ્રીકંઠનો ન્યાયાલંકારવૃત્તિ અને તે શ્રીકંઠની વૃત્તિ ઉપર એમણે પંચપ્રસ્થ-ન્યાયતર્ક નામની વ્યાખ્યા રચી વિદ્વત્સમૂહને ઋણી બનાવ્યા છે. એ સિવાય [16]બુદ્ધિસાગર, અમરકીર્તિ વગેરે વિદ્વાન્ ગુરુબંધુઓ હતા.

૧૩ જગડુ-એણે સં. ૧૨૭૮ અને સં. ૧૩૩૦ વચ્ચે સમ્યક્ત્વ ચઉપઇ રચી. (પ્ર. પ્રા. ગૂ. કા. સંગ્રહ)

૧૪ સોમકીર્તિ-એમણે સં. ૧૪૧૧ માં અણહિલપુરપત્તને કાતંત્રવૃત્તિપંજિકા લખી (જે ૧૨).

---

१५. न्यायतर्कसूत्रं १, भाष्य २, वार्तिक ३, तात्पर्यटीका ४. तत्परिशुद्धि ५, न्यायालङ्कारवृत्ति ६, पंचप्रस्थ न्याय तर्काणि क्रमशः अक्षपाद-वात्स्यायन-भारद्वाज-वाचस्पति-उदयन—श्रीकण्ठ—अभयतिलकोपाध्यायकृतानि प-दपि ५२००० — प्र२६०

न्यायसूत्र १, भाष्य २, न्यायवार्तिक ३, तात्पर्यटीका ४, तात्पर्यपरिशुद्धि ५, न्यायालङ्कारवृत्तयः क्रमेणाक्षपाद—वात्स्यायन—उद्योतकर—वाचस्पति - श्रीउदयन—श्रीकण्ठ अभयतिलकोपाध्याय विरचिताः २४०००

—ષડ્દર્શનસમુચ્ચય ટીકા, ગુણરત્નસૂરિ

१६. सूरिर्जिनरत्न इह बुद्धिसागरसुधीरमरकीर्तिः गणिः पूर्णकलशो गुरुः । श्री प्रबोधेन्दुगणि—लक्ष्मितिलको प्रबोधाद्रिमर्यादयो मद्गिनेयाः ॥—અભયતિલક

—હેમકૃત દ્વયાશ્રય કાવ્યવૃત્તિ પ્રશસ્તિ.

# ૧૨ તરૂણ પ્રભાચાર્ય

ખરતરગચ્છીય શ્રીજિનચંદ્રસૂરિ[૬૭] (ત્રીજા) પાસે એમણે દીક્ષા લીધી હતી. યશઃકીર્તિ અને રાજેન્દ્રચંદ્ર[૬૮] પાસે એમણે અભ્યાસ કર્યો હતો. શ્રી જિનકુશળસૂરિએ[૬૯] એમને સૂરિપદ આપ્યું હતું. અણ-

---

૬૭ જન્મસંવત્ ૧૩૨૬ ના માગશર સુદિ ૪ ને દિને, સ્થાન સમિયાણા ગામમાં. પિતા મંત્રી દેવરાજ, ગોત્ર છાજહડ, માતા કમલાદેવી. મૂળનામ ખંભરાય. દીક્ષા જાલોરમાં સં. ૧૩૩૨ માં. પટ્ટોત્સવ સં. ૧૩૪૧ ના વૈશાખ શુદિ ૩ ને સોમવારે. એમણે ચાર રાજાઓને જૈન કર્યા. અને કલિકેવલી નામના બિરૂદથી પ્રસિદ્ધ થયા. સં. ૧૩૭૬ માં કુસુમાણાગ્રામમાં સ્વર્ગવાસી થયા. એમને સં. ૧૩૪૩ માં યુગાદિદેવચરિત્ર અને સં. ૧૩૫૪ માં હરિભદ્રસૂરિ કૃત ઉપદેશ પદનું પુસ્તક શ્રાવકોએ વ્હોરાવેલું (જે. નં. ૧૭૭). એમના શિષ્ય વિનયપ્રભ ઉપાધ્યાયે સં. ૧૪૧૨ માં ગૌતમરાસો બનાવી પોતાના નિર્ધન થયેલા ભાઈને સમૃદ્ધ બનાવ્યો. જુઓ અમીઝરાના નેમનાથના મંદિરાન્તર્ગત જ્ઞાનભંડારસ્થ પ્રાચીન પટ્ટાવલીમાંનો પાઠ—

**तथा श्रीगुरुभिः (श्रीजिनकुशलसूरिभिः) विनयप्रभादि-शिष्येभ्य उपाध्याय पदं दत्तम्, येन विनयप्रभोपाध्यायेन निर्धनीभूतस्य निजभ्रातुः सम्पत्तिसिद्धयर्थं मंत्रगर्भित गौतमरासो विहितः, तद्गुणेन स्वभ्राता पुनर्धनवान् जातः।** ઇત્યાદિ.

૬૮. એમણે સં. ૧૩૮૭ માં શ્રી જીનકુશળસૂરિએ રચેલી ચૈત્યવંદનકુળક (મૂળ જીનદત્તસૂરિ કૃત) વૃત્તિના સંશોધનમાં સહાયતા આપી હતી.

૬૯. જન્મસંવત્ ૧૩૮૭ સમિયાણા ગ્રામમાં. પિતા મંત્રી જિલ્હાગર. માતા જયતિશ્રી. ગોત્ર છાજહડ, દીક્ષા સં. ૧૩૪૭ માં. સૂરિમંત્ર રાજેન્દ્રાચાર્ય પાસેથી સં. ૧૩૭૭ ના જયેષ્ઠ વદિ એકાદશીને દિને લીધો. સં. ૧૩૮૯ ના ફાલ્ગુન વદિ અમાવાસ્યાએ દેરાઉરામાં સ્વર્ગ-

હિલપત્તનમાં પાતશાહ પિરોજશાહિરાજ્યે ઠક્કુર બલિરાજની અભ્યર્થનાથી સં. ૧૪૧૧ માં દીપોત્સવી દિવસે એમણે ષડાવશ્યકવૃત્તિપર બાલાવબોધ-શ્રાવક પ્રતિક્રમણસૂત્ર વિવરણ રચ્યું હતું.[૭૦] સં. ૧૩૮૯ માં જેઠ શુદિ ૬ ને દિવસે દેરાઉરપુરમાં શાહ હરપાલે શ્રી જિનપદ્મસૂરિનો[૭૧] નંદિમહોત્સવ કર્યો હતો, તે પછી આઠમે વર્ષે આ આચાર્યે તેમને સૂરિમંત્ર પ્રદાન કર્યું હતું, અને શ્રી જિનલબ્ધિસૂરિ[૭૨] તેમજ શ્રી જિનચંદ્રસૂરિ[૭૩] (૪થા)ને પણ એમણે સૂરિમંત્રથી નવાજ્યા હતા. શ્રાવકોએ ભક્તિભાવથી એમણે વ્હોરાવેલી ત્રિષષ્ટિ-વીરચરિત્ર અને ઓઘનિર્યુક્તિવૃત્તિ (દ્રોણાચાર્યકૃત) ની પ્રતો જેશલમેરના ભંડારોમાં અદ્યાવધિ સચવાઈ રહેલી છે (જુઓ. જે. નં. ૧૮૧, ૩૨૮).

---

વાસ. દાદાજી નામથી પ્રસિદ્ધ થયા. એમના ઉપદેશથી સં. ૧૩૮૯ માં નૈષધકાવ્યની તાડપત્રની પ્રત ખરીદાઈ (જે. ૧૨૪). અને સં. ૧૩૮૯ માં કલ્પચૂર્ણિ (જે. ૨૯૭) તેમજ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિની વૃત્તિ લખાઈ (જે. નં. ૧૯૧). એમના શિષ્યોમાં જયધર્મ, લબ્ધિનિધાન વિનયપ્રભઆદિ ઉપાધ્યાયો જિનપદ્મસૂરિએ મુખ્ય હતા. સં. ૧૩૮૧ માં જિનપ્રબોધસૂરિની મૂર્તિની પ્રતિષ્ઠા કરી હતી કે જે મૂર્તિ ઉદેપુર પાસે દેલવાડાના મંદિરમાં છે.

જુઓ રત્નસાગર ભા, ૨ પૃ. ૧૧૮.

૭૦. આ બાલાવબોધને અનુસરીને સં. ૧૫૨૫ માં ખ. જિનભદ્રસૂરિ-રત્નમૂર્તિ શિષ્ય મેરૂસુન્દર ઉપાધ્યાયે માંડવગઢમાં ષડાવશ્યક બાલાવબોધ રચ્યો.

૭૧. વંશ છાજહડ, જન્મ પંજાબમાં સં. ૧૩૮૨ માં, પાટણ પાસે સરસ્વતીતટ ઊપર સરસ્વતીનુ વરદાન મેળવ્યું અને **अर्हन्तो भगवन्त इन्द्रमहिता०** નવીન કાવ્ય બનાવી ઉપદેશ દીધો. પછી બાલધવલ કૂર્ચાલ સરસ્વતી એવું બિરૂદ પામ્યા. અને સં. ૧૪૦૦ ના વૈશાખ. શુદિ ૧૪ ના દિવસે પાટણમાં સ્વર્ગે ગયા. એમના પ્રતિમા લેખ સં. ૧૦૯૧-જુઓ. ના. ૨.

સં. ૧૪૧૫ ના આષાડ સુદિ ૨ ના દિને સ્તંભતીર્થમાં શ્રી જિનોદયસૂરિની[74] પદસ્થાપના કરી.

---

એમના સદુપદેશથી સં. ૧૩૯૧ માં નૈષધકાવ્યની તાડપત્રની પ્રત શ્રાવકો તરફથી ખરીદાઈ (જે. ૧૪). અને સં. ૧૪૦૦ માં અભયદેવસૂરિ કૃત ભગવતીસૂત્રવૃત્તિની પ્રત (સં. ૧૨૭૪ માં લખેલી) ભંડારમાં મૂકાઈ. (જે. નં. ૨૫૨) ૨૭ કડીમાં સ્થૂલિભદ્ર ફાગ રચ્યો.

૭૨. મૂળવતની પાટણના. નવલખા ગોત્રીય શાહ ઈશ્વરદાસે નંદીમહોત્સવ (પદોત્સવ) કર્યો હતો. સં. ૧૪૦૬ માં નાગપુરમાં સ્વર્ગસ્થ થયા. એમને સં. ૧૪૦૧ માં ભેટ અપાયેલી ઉત્તરાધ્યયન સૂત્રવૃત્તિની તાડપત્રથી પ્રત ભાં. ઇ. માં છે.

૭૩. સં. ૧૪૦૬ માં માઘ શુદિ ૧૦ દિને નાગપુરના રહેવાસી શ્રીમાળશાહ હાથીએ કરેલા નંદીમહોત્સવ સહિત પદસ્થાપના થઈ. સં. ૧૪૧૫ના અષાડ વદિ ૧૩ને દિને સ્તંભતીર્થમાં દિવંગત થયા. એમની શિષ્યા ગુણસમૃદ્ધિ મહત્તરાએ સં. ૧૪૦૭ માં જેશલમેરમાં પ્રાકૃતમાં અંજનાસુંદરી ચરિયં રચ્યું. સં. ૧૪૧૧ માં એમના શિષ્ય સોમકીર્તિગણીએ પોતાને માટે કાતંત્ર વૃત્તિવિવરણ પંજિકા લખાવી. સં. ૧૪૧૨ માં એમને શ્રાવકોએ નિરયાવલિશ્રુતસ્કંધની પ્રત વ્હોરાવી.

૭૪ જન્મ સં. ૧૩૭૫, પાલણપુરના વતની શાહ રૂદ્રપાળ પિતા. ધારલદેવી માતા. મૂળનામ સમરો. દીક્ષા નામ સોમપ્રભ સં. ૧૪૧૫ માં આષાડ સુદિ ૨ ને દિને તરૂણપ્રભાચાર્યના હસ્તે પદસ્થાપના. પદ સ્થાપનાની જગ્યાએ જિનોદયસૂરિએ અજિત જિન ચૈત્ય પ્રતિષ્ઠિત કર્યું તથા શત્રુંજયની યાત્રા કરી ત્યાં પાંચ પ્રતિષ્ઠા કરી. ર ભાદ્રવા વદિ ૧૧ ના દિને પાટણમાં મરણ. સં. ૧૪૨૩માં ા. ઉદયસિંહે શતકવૃત્તિ નામનું પુસ્તક વ્હોરાવ્યું (જે. નં. એમણે સં. ૧૪૧૫ માં ત્રિવિક્રમરાસ રચ્યો છે. સં. માં જિનોદયસૂરિ વિવાહલો; અજિતશાંતિસ્તવ તથા

## ૧૩ કમળપ્રભ.

જુદા જુદા ગચ્છોમાં ભિન્ન ભિન્ન સમયે આ નામની પણ અનેક વ્યક્તિઓ થએલી છે. જેમકે—

૧ રૂદ્રપલ્લીય ગચ્છના દેવપ્રભાચાર્યના શિષ્ય. એમણે રચેલ જિનપંજરસ્તોત્ર પ્રસિદ્ધ છે. સમય નિર્ણય માટે સાધન નથી.

૨ પૌર્ણિમા ગચ્છના ચક્રેશ્વરસૂરિ[૭૫]–ત્રિદશપ્રભ–તિલક[૭૬]–ધર્મપ્રભ–અભયપ્રભ–રત્નપ્રભસૂરિના શિષ્ય. એમણે સં. ૧૩૭૨માં પુંડરીક ચરિત્ર રચ્યું. પ્ર. લે. સં. ૧૩૭૯, ૧૩૮૭–બુ. ભા. ૨, લે. ૪૮૬, ૧૮૪.

---

સીમંધર જિનસ્તવન અપભ્રંશ ( પ્ર. જૈ. સ્તો. સં. ભાગ ૧ લો ) બનાવનાર મેરૂનંદનના, તેમજ સં. ૧૫૦૧ માં નેમિચંદ્ર ભાંડાગારિક કૃત ષષ્ટિશતક પર ટીકા (વિવેક. ઉદે; લીં; કાં. વડો; વે. નં. ૧૬૭૦–૭૨)માં તથા ઉત્તરાધ્યયન લઘુવૃત્તિના રચનાર સાધુનંદનના શિષ્ય તપોરત્ન અને ગુણરત્નના દીક્ષા ગુરૂ. એમની વિશેષ હકીકત માટે જુઓ. મેરૂનંદન કૃત જિનોદયસૂરિ વિવાહલો (પ્ર. જૈ. ઇ ગૃ. કા સં. તેમજ ઐ. રા. સં. ૩) તથા ૧૪૧૫માં જ્ઞાનકળશકૃત જિનોદયસૂરિ પટ્ટાભિષેક રાસ. (પ્ર. જૈ. અ. ગૃ. કા. સં.)

૭૫. એમના ગુરૂ વર્ધમાનસૂરિ હતા. એમણે રચેલા ગ્રંથો પૈકી જીનવલ્લભસૂરિકૃત સાર્ધશતક ઉપર પ્રાકૃત વૃત્તિ (તાડપત્ર), શતક બૃહદ્ ભાષ્ય. શ્લો. ૧૪૧૩ (સં. ૧૧૭૯) પૌષધ વિધિ પ્રકરણ ગા. ૯૨, સિદ્ધાંતસારોદ્ધાર પ્રકરણ ગા. ૧૧૩, પદાર્થ સ્થાપના સંગ્રહ પ્રકરણ. ગા. ૧૧૯, ઉપધાન પૌષધ પ્રકરણ. સૂક્ષ્માર્થ સમતિ પ્રકરણ. ગા. ૭૫, ચરણકરણસમનિ પ્રકરણ. ગા. ૫૫, સભાપંચકસ્વરૂપ પ્રકરણ. ગા. ૪૩, સૂક્ષ્માર્થસમતિકાકતિપયપદગણિતટિપ્પન (પ્ર. કે. ઋ. સં. ઇંદોર–માળવા) વગેરે ઉપલબ્ધ થાય છે. ચંદ્રપ્રભસૂરિકૃત પ્રાકૃત સમ્યક્ત્વ પ્રકરણ–દર્શનશુદ્ધિ પર વૃત્તિ રચવા માંડેલી પરંતુ અધૂરી મુકી સ્વર્ગે જતાં એમના પ્રશિષ્ય તિલકાચાર્યે સં. ૧૨૭૭માં પૂરી કરી હતી. એમના શિષ્ય પરમાનંદસૂરિના ઉપદેશથી

૩ મંડાહડગચ્છીય. એમના શિષ્ય અમરચંદ્રે સં. ૧૫૧૭માં કલ્પસૂત્ર પર બાલાવબોધ રચ્યો (કે જેની તેજ વર્ષમાં લખેલી પ્રત લીં. દા. ૧૨ પ્રત નં. ૪૨ મોજૂદ છે.)

૪ નાગેંદ્રગચ્છીય પ્ર. લે. સં. ૧૫૨૯ (બુ ભા. ૧), પ્રસ્તુત ગ્રંથમાં પૃ. ૩૯ ઉપર મુદ્રિત પાર્શ્વનાથ સ્તવનના અંતે ગચ્છ, ગુરૂ નામ અને રચના સંવત્ શિવાય માત્ર નામનો જ નિર્દેશ કરેલ હોવાથી અન્ય સાધનો મેળવ્યા શિવાય અમુકની જ કૃતિ છે એમ નિર્ણય કરવો મુસ્કેલ છે.

## ૧૪ શ્રીજીનપ્રભસૂરિ.

સં. ૧૩૩૧માં લઘુખરતર શાખા પ્રવર્તાવનાર શ્રીજિનસિંહસૂરિના શિષ્ય હતા.

આ આચાર્ય દિલ્હીની આસપાસ વિચરતા હતા તે વખતે દિલ્લીમાં મહિમ્મદશાહની[૭૭] સભામાં જ્યોતિષી ધારાધરે વર્ણવેલા

---

સં. ૧૨૨૧માં પાટણમાં કુમારપાળના રાજ્યે અને વડાવલીમાં કુમારપાળના કૃપાસ્પદ ધારાવર્ષના રાજ્યમાં લખાયેલી રત્નચૂડકથાની તાડપત્રની પ્રત પાટણમાં છે (પી. ૩, પૃ. ૬૯-૭૦). આ પરમાનંદસૂરિ કર્મવિપાકના વૃત્તિકાર હશે.

૭૬. સં. ૧૨૬૧માં પ્રત્યેકબુદ્ધચરિત્ર, સં. ૧૨૭૪માં જીતકલ્પવૃત્તિ, સં. ૧૨૭૭માં સમ્યકત્વપ્રકરણ વૃત્તિ, સં. ૧૨૯૬ આવશ્યકલઘુવૃત્તિ સં. ૧૩૦૪ (?) દશવૈકાલિક ટીકા, સમાચારી, (મુદ્રિત) શ્રાવક પ્રાયશ્ચિત સમાચારી, પૌષધિક પ્રાયશ્ચિત સમાચારી, ચૈત્યવંદના વંદનક-પ્રત્યાખ્યાન લઘુવૃત્તિ, શ્રાવકપ્રતિક્રમણસૂત્ર વૃત્તિ, સાધુ પ્રતિક્રમણસૂત્ર વૃત્તિ, પાક્ષિકસૂત્ર, પાક્ષિકક્ષામણકાવચૂરિ વગેરે શ્રાપદ વિશિષ્ટ ગ્રંથોનારચયિતા તિલકાચાર્ય ચંદ્રગચ્છીય ચંદ્રપ્રભસૂરિ ધર્મઘોષ-ચંદ્રેશ્વર શિષ્ય શિવપ્રભસૂરિના શિષ્ય હોવાથી એમનાથી ભિન્ન હોવા સંભવે.

૭૭. સં. ૧૩૮૨થી ૧૪૦૭ વર્ષ ૨૫ રાજ્ય.

ગુણોથી આકર્ષાયેલા શાહે સં. ૧૩૮૫ના પોષ સુદિ બીજે સંધ્યા સમયે ગુરૂનો પ્રથમ સમાગમ કર્યો. અર્ધરાત્રી સુધી ધર્મગોષ્ઠી ચાલી. સંતુષ્ટ થએલા શાહે પ્રભાતે બોલાવીને હજાર ગાયો, ૧૦૦ વસ્ત્ર, ૧૦૦ કંબલ, પ્રધાન બાગ, પુષ્કળ દ્રવ્ય અને અગર, ચંદન કર્પૂરાદિ સુગંધી દ્રવ્ય આપવા માંડયા, પરંતુ સાધુઓને એ ન કલ્પે એમ કહી આચાર્યે નિષેધ્યા અને રાજાને અપ્રીતિ ન થાય એવા હેતુથી ઉપયોગ પુરતાં કંબલાદિ ગ્રહણ કર્યા. પછી નાના દેશના વિદ્વાન્ વાદિઓ સાથે વાદ કરાવીને બે હાથી મંગાવી એક ઉપર ગુરૂ અને બીજા ઉપર શ્રીજિનદેવાચાર્યને બેસારી મહોત્સવ પૂર્વક પૌષધ શાળામાં પ્રવેશ કરાવ્યો. પાતશાહે સર્વ શ્વેતાંબરીય દર્શનના ઉપદ્રવના નિવારણાર્થે ફરમાન પત્ર આપ્યો. અન્યદા ગુરૂએ શત્રુંજય, ગિરનાર, ફલોધી વગેરે તીર્થોનાં રક્ષણ માટે ફરમાન માંગ્યા. શાહે સાદર આપ્યાં એટલે તે તે તીર્થોમાં મોકલાવી આપ્યાં અનેક બંદી મુકાવ્યા.

પાતશાહના ફરમાન બતાવી શાહ પેથડ, શાહ સહજા, ઠ. અચળે કરાવેલા ચૈત્યોનો તુરકોથી થતો ભંગ અટકાવીને જિનશાસનની પ્રભાવના કરતા, મુનિઓને સિદ્ધાંતની વાચના આપતા, તપસ્વીઓને અંગ ઉપાંગના યોગોદ્વહન કરાવતા, શિષ્યોને તેમજ અન્ય ગચ્છના મુનિઓને પણ પ્રમાણ, વ્યાકરણ, કાવ્ય, નાટક, અલંકારના શાસ્ત્રો શીખવતા અને ઉદ્‌ભટ વાદિઓના ગર્વને ગાળતા આ આચાર્ય કંઈક અધિક ત્રણ વર્ષ સુધી દોલતાબાદ તરફ વિચરતા રહ્યા. તે પ્રસંગે સં. ૧૩૮૫માં અલ્લવિયવંશમાં જન્મેલા ઘોરપરિ નામના આસીનગરના શિકદારે કંટાવાસ સ્થળ ભાંગી સાધુઓને અને શ્રાવકોને બંદીવાન્ બનાવ્યા, પાર્શ્વનાથની પાષાણમય પ્રતિમાનો ભંગ કર્યો. અને [૭૮]મહાવીર પ્રભુની પ્રતિમાને કંઈ પણ નુકશાન કર્યા સિવાય ગાડામાં ઘાલી દિલ્હી લાવીને તુગુલકાબાદમાં સ્થાપેલા સુરત્રાણના ભંડારમાં

૭૮. આ પ્રતિમા ચોલદેશના કન્નાનય નગરમાં વિક્રમપુર (વીકાનેર)ના રહેવાસી જિનપતિસૂરિના કાકા શ્રેષ્ઠી માનદેવે કરાવેલી અને

રાખી. સુરત્રાણ આવીને જેમ ફરમાવશે તેમ એની વ્યવસ્થા કરીશું એમ વિચારી ૧૫ મહિના સુધી તાબામાં રાખી.

મહમ્મદશાહ સુલતાન દેવગિરિથી (દોલતાબાદથી) યોગિનીપુર દિલ્હી આવ્યા. ત્યાં પંડિતોની ગોષ્ઠીમાં શંકા પડતાં શાહે ગુરૂને સંભાર્યા, દોલતાબાદથી આવેલા તાજિલમલિકે અવસર જોઈ કહ્યું કે આચાર્ય દોલતાબાદ વિરાજે છે, પરંતુ ત્યાંનું પાણી નહી સદવાથી કૃશ થઈ ગયા છે.

---

એ જ જિનપ્રભસૂરિના પૂર્વાચાર્ય જિનપતિસૂરિએ સં. ૧૨૩૩માં પ્રતિષ્ઠિત કરેલી. સં. ૧૨૪૮માં સુરત્રાણ ૫ સાહવદીને (સં. ૧૨૪૦-૧૨૬૬ વર્ષ ૨૬ રાજ્ય) ચોહાણ કુલ પ્રદીપ પૃથ્વીરાજ નામના રાજાનો વિનાશ કર્યો તે સમયે રાજપ્રધાન પરમશ્રાવક શ્રેષ્ઠી રામદેવે સંઘને પત્ર લખ્યો કે અહિં મ્લેચ્છ રાજ્ય થયું છે માટે પ્રતિમાને સુરક્ષિત સ્થળે ગુપ્ત કરો. શ્રાવકોએ કયંવાસ ગામ નજીક વાલુકામાં ગોપવી. સં. ૧૩૧૧માં અતિ દારૂણ દુર્ભિક્ષ થતાં જેજક નામનો સુથાર કુટુંબ સહિત આજીવિકાર્થે સુભીક્ષ દેશ તરફ જતો હતો. તેણે કયંવાસ સ્થળમાં પ્રવાસની પ્રથમ રાત્રી ગાળી. અર્ધરાત્રિએ સ્વપ્નમાં દેવતાએ કહ્યું કે તું સૂતો છે ત્યાં આટલા હાથ નીચે મહાવીર સ્વામીની પ્રતિમા છે. દેશાંતરે ન જા. અહિં જ તારો નિર્વાહ થશે. સુથારે જાગીને પુત્રાદિ પાસે જમીન ખોદાવી; પ્રતિમા મળી. નગરમાં જઈ સંઘને વાત કરી. શ્રાવકોએ આડંબરપૂર્વક લાવી દેરાસરમાં પધરાવી. ત્રિકાળ પૂજવા લાગી. અનેકવાર મુસલમાનોના ઉપદ્રવોથી બચી. શ્રાવકોએ સુથારને રોજી બાંધી આપી. પ્રતિમાના પત્થરની તપાસ કરી પણ પ્રાપ્ત થયો નહી. કોઈ જગ્યાએ પડ્યો હશે. તેના ઉપર પ્રશસ્તિ તેમ સંવત્ વગેરે હોવા સંભવ છે. એક વખતે ન્હવણ કરાવતાં પ્રભુના અંગે પરસેવો જોવામાં આવ્યો. લુંછતાં પણ બંધ થયો નહી. ત્યારે શ્રાવકોએ કોઈ ઉપદ્રવ થવાની કલ્પના કરી. એટલામાં મુસલમાનોની ધાડ આવી.

શાહે દોલતાબાદના દિવાન ઉપર પત્ર લખી બહુમાનપૂર્વક તેડાવ્યા. એટલે જ્યેષ્ઠ સુદિ ૧૨ રાજયોગે ગુરુએ પ્રસ્થાન કર્યું. માર્ગમાં અલાપપુરે દોઢ માસ સ્થિરતા કરી જૈનધર્મની પ્રભાવના કરતા કરતા પાતશાહને મળ્યા.

એક દિવસે વરસના વરસાદમાં કાદવથી ખરડાયેલા પગે ગુરુ શાહ પાસે પહોંચ્યા. શાહે મલિકાફૂર પાસે શ્વેત વસ્ત્રથી પગ લૂંછાવ્યા. ગુરુએ આપેલા આશિર્વાદથી શાહ ખુશ થયો. ગુરુએ અવસર જોઈ ઉપરોક્ત મહાવીરપ્રભુની પ્રતિમાની માગણી કરી. શાહે તુગુલકાબાદના ભંડારમાંથી મંગાવી અર્પણ કરી. પાલખીમાં પધરાવી મલિકતાજદીન સરાઈમાં લાવી વાસક્ષેપ નાંખી સ્થાપિત કરી.

ચૈત્ર સુદિ દશમીએ રાજયોગે શાહને પુછી શા. થિરદેવના પુત્ર ઠ.મદને કરાવેલા નંદી મહોત્સવપૂર્વક પાંચ શિષ્યોને દીક્ષા આપી, અને માલારોપણાદિ ક્રિયાઓ કરાવી. અષાડ સુદિ ૧૦ મીએ ૧૩ નવીન જિનબિંબોની પ્રતિષ્ઠા કરી. જેમાં બિંબ ભરાવનારાઓએ નેમચંદ શાહ મહારાજનના પુત્ર ચાન્દદેવે દ્રવ્યનો સદુપયોગ કર્યો.

ગુરુને દનેશમાં આવતાં જતાં કષ્ટ થાય એમ સમજી શાહે પોતાના મહેલ પાસે ૮ નવીન સરાય બનાવી ભટ્ટારક સરાઈ નામ આપ્યું અને મહિઉને આવેશ ઉચિત ત્યાં રહેવા ફરમાવ્યું. ત્યાં શાહે પૌષધશાળા અને મહાવીર ચૈત્ય બનાવ્યાં. સં. ૧૩૮૯ અષાડ વદિ ૭ના રોજ મહોત્સવપૂર્વક ગુરુએ પૌષધશાળામાં પ્રવેશ કર્યો.

મહમ્મદશાહની પુછીને ૧૪ સાધુઓ સાથે જિનદેવસૂરિને દિલ્હીમાં સ્થાપિત કરી ગુરુએ દક્ષિણ દેશ (મહારાષ્ટ્રમંડળ) તરફ વિહાર કર્યો. શાહે સુખાસનાદિ સામગ્રી આપી. માર્ગમાં ધર્મની પ્રભાવના કરતા ક્રમે કરીને દેવગિરિ/દોલતાબાદ પધાર્યા. ત્યાંથી પ્રતિષ્ઠાનપુરે સંઘપતિ જગસિંહ–મહણપાલ–સાહજાદિક અનુભવસંઘ સાથે ઠક્કુરજીવિતસ્વામી–મુનિસુવ્રત પ્રતિમાની યાત્રા કરી

પાછળ દિલ્હી નજીક વિજયકટકમાં જિનદેવસૂરિનો શાહ સાથે મેળાપ થયો. શાહે બહુમાનપૂર્વક એક સરાય અર્પણ કરી. જેનું નામ સુરત્રાણસરાય રાખ્યું. ત્યાં ૪૦૦ શ્રાવકના કુળોને રહેવાનો આદેશ કર્યો. પૌષધશાળા અને ચૈત્ય બંધાવ્યાં. ચૈત્યમાં મહાવીર પ્રભુની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી.

અન્યદા પૂર્વદેશની વિજયયાત્રાએ જતાં શાહિએ ગુરુને સાથે લીધા. ઠેકઠેકાણે બંદિ મોચનાદિ વડે જૈનધર્મની પ્રભાવના કરી. મથુરાતીર્થનો ઉદ્ધાર કર્યો, સૈન્ય સાથે હમેશાં પ્રયાણ કરવાથી ગુરુને કષ્ટ થાય છે એમ જાણી ખોજે જહાં મલિકની સાથે ગુરુને આગરાથી પાછા વળાવ્યા. હસ્તિનાપુર સંબંધી ફરમાન મેળવી ગુરુ પોતાને સ્થળે આવ્યા. ચાહડિસાહના પુત્ર સાધુ બોહિત્થને સંઘપતિ તિલક કરી ચતુર્વિધ સંઘ સાથે હસ્તિનાપુરની યાત્રા કરી અને ત્યાં શાંતિ, કુંથુ, અરનાથના નવીન કરાવેલા બિંબોની પ્રતિષ્ઠા કરી. યાત્રા કરી પાછા આવી શાહીરાજે કરાવેલા દેરાસરમાં વૈશાખ સુદિ ૧૦ ને દિવસે ખુબ ધામધૂમ પૂર્વક મહાવીર પ્રભુના બિંબની સ્થાપના કરી.[૭૯]

આચાર્યે શાહિને વિજયયંત્ર ભેટ ધર્યો. અને તેનો પ્રભાવ પ્રત્યક્ષ બતાવ્યો. શાહે ગૂર્જરદેશમાં જવાના ઇરાદાથી વડ નીચે પડાવ કર્યો. શાહની ઇચ્છાથી ગુરુએ વડને સાથે ચલાવ્યો, કેટલા માર્ગે જઈ પાછો વળાવ્યો.

---

૭૯. આચાર્યે પોતે રચેલા તીર્થકલ્પાંતર્ગત કન્યાનયનીય મહાવીર પ્રતિમાકલ્પ, તથા સંઘતિલકસૂરિના આદેશથી વિદ્યાતિલકમુનિએ રચેલા કન્યાનય મહાવીર કલ્પ પરિશેષમાં આ હકીકત હોવાથી ખાસ વિશ્વસનીય ગણાય. (જુઓ જીનવિ, મુદ્રિત તીર્થકલ્પ. પૃ. ૪૫-૯૫) અહિંથી નીચેની બાબતો સં. ૧૫૦૩ માં ચારિત્રરત્નસૂરિના શિષ્ય સોમધર્મે રચેલી ઉપદેશ સપ્તતિકા પંચમ ઉપદેશ ઉપરથી લીધી છે.

(પ્ર. આ. જૈ. સભા, ભાવનગર.)

પાટણમાં તપાગચ્છીય સોમપ્રભસૂરિને[૮૦] મળવા ગયા ઓળીકાદિને નુકશાન કરતા ઉંદરોને વિદ્યાબળે આકર્ષ્યા અને અપરાધીને તારવી શાળા બહાર કઢાવી કૌતુક બતાવી સાધુઓને પ્રસન્ન કર્યા.

ત્યાંથી સંઘ સાથે પાતશાહ શત્રુંજય ઉપર ગયો. પોતે સંઘપતિનાં કર્તવ્ય બજાવ્યાં. ગુરૂએ રાયણને દૂધથી વર્ષાવી. ત્યાંથી પાછા સ્વસ્થાનકે આવ્યા.

પાતશાહની સભામાં એક જણે અદ્ધર રાખેલા ટોપી અને ઘડાને ગુરૂએ પોતાના રજોહરણવડે હણી નીચે પાડ્યા અને ઘડામાંના જળને નિરાધાર સ્તંભાવી સર્વને ચકિત કર્યા.

આ સૂરિને પ્રતિદિન નવું સ્તોત્ર રચી નિરવદ્ય આહાર ગ્રહણનો અભિગ્રહ ( પ્રતિજ્ઞાવિશેષ ) હતો. એમણે યમક-શ્લેષ-ચિત્ર-છંદો વિશેષમાં નવ નવ જાતનાં ૭૦૦ સ્તવન [૮૧]રચી તપાગચ્છના [૮૨]સોમતિલકસૂરિને અર્પણ કર્યા હતાં (કાવ્યમાળા ગુચ્છક ૭, પૃ. ૮૬).

એમના પાસેથી ન્યાયકંદલી શીખીને સં. ૧૪૦૫ માં પ્રબંધકોષકર્તા [૮૩]રાજશેખરે ન્યાયકંદલી વિવૃત્તિ રચી. ( પી. ૩,૨૭૩ ) અને સં.૧૪૨૨માં સમ્યક્ત્વ સપ્તતિકા રચનાર રૂદ્રપલ્લીયગચ્છના સંઘતિલક-[૮૪]સૂરિના પણ એ વિદ્યાગુરૂ હતા. સં. ૧૩૪૯માં નાગેંદ્રગચ્છીય મહેંદ્ર

૮૦ પરિચય માટે જુઓ જૈ. સ્તો. સંદોહ ભાગ ૧ ની પ્રસ્તાવના. પૃ. ૬૧ તથા તપાગચ્છીય પટ્ટાવલી.

૮૧ અદ્યાવધિ ઉપલબ્ધ સ્તોત્રો માટે જુઓ. જૈ. સ્તો. સં. ભા. ૧ ની પ્રસ્તાવના પૃ. ૬૫.

૮૨ આ આચાર્ય ઉપરોક્ત સોમપ્રભસૂરિના શિષ્ય હતા. વિશેષ માટે જુઓ જૈ. સ્તો. સંદો. ભા. ૧ ની પ્રસ્તા. પૃ. ૬૨.

૮૩ એમની ગુરૂપરંપરા તથા વિશેષ હકીકત માટે જુઓ 'શ્રીવિજયાનંદસૂરીશ્વર જન્મશતાબ્દીસ્મારકગ્રંથ'માં પ્રકાશિત વાચનાચાર્ય સુધાકલશ અને તેની ગુરૂપરંપરાવિષયક મારો લેખ.

૮૪ જુઓ, જૈ. સ્તો. સંદોહ ભા. ૧ની પ્રસ્તાવના. પૃ. ૭૦.

-શાંતિઆનંદ૮૫-હરિભદ્ર-૮૬વિજયસેન-૮૭ઉદયપ્રભસૂરિના ૮૮-શિષ્ય મલ્લિષેણે રચેલી સ્યાદ્વાદમંજરીમાં એમણે સહાયતા આપી હતી. (પી. ૪,

૮૫ એમણે તથા એમના ગુરૂબંધુ અમરચંદ્રસૂરિએ બાલ્યાવસ્થામાં વાદિઓને જીતેલા હોવાથી સિદ્ધરાજ જયસિંહે બન્નેને અનુક્રમે વ્યાઘ્રશિશુક અને સિંહશિશુક બિરૂદ આપ્યાં હતાં. જુઓ ઉદયપ્રભસૂરિકૃત ધર્માભ્યુદયકાવ્ય ( પી. ૩, ૧૮ ) ની પ્રશસ્તિમાંનો ઉલ્લેખ—

आनन्दसूरिरिति तस्य बभूव शिष्यः
पूर्वोऽपरः शमधरोऽमरचन्द्रसूरिः ।
बाल्येऽपि निर्दलितवादिगजौ जगाद
यौ व्याघ्रसिंहशिशुकाविति सिद्धराजः ॥

એમાંના અમરચંદ્રસૂરિએ સિદ્ધાંતાર્ણવ નામનો મહાગ્રંથ રચ્યો.

૮૬ એમણે કલિકાલ ગૌતમ બિરૂદ મેળવ્યું હતું અને તત્ત્વપ્રબોધાદિક અનેક ગ્રંથો રચ્યા હતા.

૮૭ મંત્રીશ્વર વસ્તુપાળના પિતૃપક્ષના ગુરૂ હતા. આબુગિરિપરના દેલવાડા ગામમાં મંત્રીશ્વરે કરાવેલા લૂણસિંહ (લૂણિગ) વસહિકા નામના નેમનાથ પ્રભુના દેરાસરની સં. ૧૨૮૭ના (ગૂ.) ફાગણ (મારૂ) ચૈત્રવદિ ૩ રવિવારે એમણે પ્રતિષ્ઠા કરી હતી. સં. ૧૨૪(૭)૮માં બાલચંદ્રસૂરિએ રચેલી આસડ કવિ કૃત વિવેકમંજરી ટીકા ( કી. ૨, ૫; પી. ૩, ૧૦૦)ના સંશોધનમાં એમનો પણ ફાળો હતો.

૮૮ એમને મંત્રીશ્વર વસ્તુપાળે સૂરિપદથી અલંકૃત કર્યા હતા. એમણે રચેલા ગ્રંથો—લક્ષ્મ્યંકયુક્ત ૧૬ સર્ગમય ધર્માભ્યુદય (સંઘપતિચરિત્ર ) મહાકાવ્ય કે જે નરચંદ્રસૂરિએ સંશોધ્યુ હતું (પી. ૨, ૩૩ પી. ૩, ૧૬; પા. ભં. તાડપત્ર ) જ્યોતિષનો ગ્રંથ નામે આરંભસિદ્ધિ (પુરૂષોત્તમ ગીગાભાઈ ભાવ. ભાષાં. જૈ. ધ. પ્ર. સભા. ) સંસ્કૃત નેમનાથચરિત્ર, ષડશીતિ અને કર્મસ્તવસંજ્ઞક કર્મગ્રંથો પર ટિપ્પન સં. ૧૨૯૯માં ધર્મદાસગણિકૃત ઉપદેશમાળા પર ઉપદેશમાળાકર્ણિકા નામની ટીકા ધોળકામાં રચી. અને સુકૃતકલ્લોલિની ( કાં. છાણી ) નામનું પ્રશસ્તિકાવ્ય (પ્ર. હમ્મીરમદમર્દન પરિ૦ ૩ ગા. ઓ.સી.) વગેરે.

૧૨૫; વે. નં. ૧૬૯૯; પ્ર. હિંદી અનુવાદસહિત પરમશ્રુત પ્રભાવક મંડળ, ગૂ. અનુવાદયુક્ત. ભીમશી માણેક, મૂળ આર્હતમતપ્રભાકર પૂના અને ચોખંભા ગ્રંથમાળા. સને ૧૯૦૦ કાશી.

એમણે રચેલા ગ્રંથો—

સં. ૧૩૫૨માં કાયસ્થ ખેતલની અભ્યર્થનાથી कस्य [૮૯]धातो-स्तिवादीनां સંજ્ઞક કાતંત્રવિભ્રમ (હેમવિભ્રમ) ઉપર યોગિની-પુરમાં (દિલ્હીમાં) ૨૬૧ શ્લોકની વૃત્તિ (જે. પૃ. ૫૮), સં. ૧૩૫૬માં દ્વ્યાશ્રયમહાકાવ્ય (શ્રેણિક ચરિત્ર), સં. ૧૩૬૩ની વિજયાદશમીને દિને કોસલા નગરમાં વિધિપ્રપા નામક સામાચારી ગ્રંથ, જેનો પ્રથમાદર્શ એમના શિષ્ય વાચનાચાર્ય ઉદયાકરે લખ્યો (પી. ૪, ૧૧૪; વેબર નં. ૧૯૪૪), સં. ૧૩૬૪ વર્ષે અયોધ્યામાં સંદેહવિષૌષધિ નામક કલ્પસૂત્રવૃત્તિ (વેબર નં. ૧૮૮૭) સં. ૧૩૬૪ સાધુપ્રતિક્રમણસૂત્ર-વૃત્તિ, સં. ૧૩૬૫માં દશરથપુરી (અયોધ્યા)માં અજિતશાંતિવૃત્તિ (પ્ર. કૃ. એ. વલાદ) અને ઉવસગ્ગહરસ્તોત્રવૃત્તિ (વિવેક. ઉદે. પ્રદે લા.અં. ૮૧), સં. ૧૩૬૫ સાકેતપુરમાં માનતુંગસૂરિકૃત ભયહરસ્તોત્ર પર વૃત્તિ (પી. ૧, ૫૨, વેબર નં. ૧૯૬૫) સં. ૧૩૮૦માં પાદલિપ્તસૂરિકૃત સ્વર્ણ-સિદ્ધિગર્ભિત મહાવીર સ્તવન અવચૂરિ (બુહ. ૨, નં. ૩૨૬) રચી સં. ૧૩૨૭ થી સં. ૧૩૮૯ વિવિધતીર્થકલ્પ–કલ્પપ્રદીપ (બુહ ૩, નં. ૯૭; પી, ૪, ૯૧; પ્ર. બિબ્લી ઇં. કલકત્તા તથા સિંઘી જૈન ગ્રંથમાળા.) એ સિવાય સંવદ્દુલ્લેખરહિત અનુયોગચતુષ્કોપેત ગાથા (પ્ર.દે. લા. પુ. ફં.નં.૮૧), ધર્માધર્મપ્રકરણ પ્રા. (પી. ૫, ૧૧૧), આવશ્યક સૂત્રાવચૂરિ (ષડાવશ્યક ટીકા), રહસ્યકલ્પદ્રુમ,[૯૦] ચતુર્વિધ ભાવના

૮૯ સં. ૧૬૨૫ માં ખ. વાચક મતિભદ્રના શિષ્ય ચારિત્રસિંહે રચેલી અવચૂરિ યુક્ત ઋ. કે. સંસ્થા રતલામ (માળવા) તરફથી સારસ્વત વિભ્રમના નામે પ્રસિદ્ધ થએલ છે. મૂળ કર્તા માટે કંઇ કહી શકાય તેમ નથી.

૯૦ જુઓ અનુયોગ ચતુષ્ટ વ્યાખ્યાંતર્ગત ઉલ્લેખ—

आम्नायस्त्वं रहस्यकल्पद्रुमेऽस्माभिः प्रकटितः ।

કુલક, તપોમતકુટ્ટન, સૂરિમંત્રપ્રદેશવિવરણ, જ્ઞાનપ્રકાશ, ચૈત્યપરિપાટી, પદ્માવતીચતુષ્પદિકા,[૯૧] પરમસુખદ્વાત્રિંશિકા, નર્મદાસુંદરીસંધી, નેમિનાથ–મુનિસુવ્રત જન્માભિષેક, ષટ્પંચાશતદિક્કુમારિકાભિષેક, નેમનાથરાસ, પ્રાયશ્ચિત્તવિધાન, યુગાદિજિનચરિત કુલક, સ્થૂલિભદ્રફાગ, વગેરે.

એમના શિષ્ય જિનદેવ–જિનમેરૂ–જિનહિતસૂરિ–કલ્યાણરાજ શિષ્ય ચારિત્રવર્ધને સં. ૧૫૦૫ માં ભીપણ ઠક્કુરની વિનંતીથી સિંદૂરપ્રકરણ પર ટીકા રચી (ડોસા. ભાવ. તેજ સં. ૧૫૦૫ ની, લખ્યાની પ્રત પ્ર. કાં. વડો નં. ૧૮૭૨ છે.), અને શ્રીમાળ સાલિંગના પુત્ર અરડકમલ્લના કહેવાથી કાલિદાસ કવિ કૃત રઘુવંશકાવ્યપર શિશુહિતૈષિણી નામની ટીકા રચી છે (પી. ૩, ૨૧૦).

શત્રુંજય ઉપર રહીને મદનરેહાસંધિ (સં. ૧૨૯૭) વગેરે અનેક અપભ્રંશ કૃતિના કર્તા જિનપ્રભસૂરિ આગમગચ્છીય દેવભદ્રસૂરિના શિષ્ય હોવાને લીધે એમનાથી ભિન્ન હોવા સંભવે. વિસ્તારથી જુઓ જૈ. ગૂ. ક. ભા. ૧, પ્રસ્તાવના પૃ. ૭૯–૮૩.

## ૧૫ મહેન્દ્રસૂરિ.

ભિન્ન ભિન્ન ગચ્છોના ઇતિહાસ તરફ દૃષ્ટિપાત કરતાં આ નામના અનેક આચાર્યો થઈ ગયેલા નજરે પડે છે. જેમ કે–

૧ મહાકવિ ધનપાળના પ્રતિબોધક અને **भव्याम्भोज०** થી શરૂ થતી યમકમય ચતુર્વિંશતિજિન સ્તુતિના રચયિતા શોભનમુનિના ગુરૂ, સત્તા સમય ૧૧ મી શતાબ્દી જુઓ પ્રભાવકચરિત્રાંતર્ગત મહેન્દ્રસૂરિ પ્રબંધ.

૨ સ્વશિષ્ય મુનિચંદ્ર માટે સં. ૧૧૬૧ માં પૃથ્વીચંદ્રચરિત્ર (કાં. છાણી; જે. પ્ર, ૪૬) ચન્દ્રકુળના બૃહદ્ગચ્છના નેમિચંદ્રના શિષ્ય શાંતિસૂરિએ સિદ્ધ નામના શ્રાવકે બંધાવેલ નેમિચૈત્યમાં પોતાની પાટે સ્થાપેલા ૮ આચાર્યોમાંના એક.

---

૯૧ જુઓ ટુંક સમયમાં અમારા તરફથી પ્રસિદ્ધ થનાર ભૈરવ-પદ્માવતીકલ્પ. પરિ. ૧૦.

૩ પોતાના શિષ્યની અભ્યર્થનાથી સં. ૧૧૮૭માં પ્રાકૃતમાં નર્મદાસુંદરી કથાના રચયિતા.

૪ સં. ૧૧૬૯માં દધિપ્રદ (દાહોદ)માં ૭૬૯૧ શ્લોક પ્રમાણ પિંડનિર્યુક્તિની વૃત્તિના પ્રણેતા વીરગણિના ગુરૂબંધુ.

૫ કુમારપાળ નૃપ પ્રતિબોધક, કલિકાળસર્વજ્ઞ, પૂર્ણતલ્લગચ્છીય શ્રી હેમચંદ્રાચાર્યના શિષ્ય.સં.૧૨૪૧માં અનેકાર્થકૈરવાકરકૌમુદીના કર્તા.

૬ વાદિદેવસૂરિના શિષ્ય અને વાદસ્થળ નામના ગ્રંથના રચયિતા પ્રદ્યુમ્નસૂરિના ગુરૂ. સત્તાસમય શતાબ્દી ૧૩.

૭ સં. ૧૨૮૭ના (ગૃ.) ફાલ્ગુન (મારૂ) ચૈત્ર વદિ ૩ ના રવિવારે આબુગિરિપરના દેલવાડા ગામમાં વિમળવસહિ સામે મંત્રીશ્વર વસ્તુપાળ, તેજપાળે કરાવેલા લૂણસિંહ (લૂણિગ) વસહિકા નામના ભવ્ય દેરાસરની પ્રતિષ્ઠા કરાવનાર નાગેંદ્રગચ્છીય.

૮. સં. ૧૪૨૨માં કુમારપાળ મહાકાવ્ય (પ્ર. ગોડીજીની પેઢી મુંબઈ)ના રચયિતા કૃષ્ણર્ષિગચ્છીય જયસિંહસૂરિના ગુરૂ. એમની નિર્લોભતા જોઈ મહમ્મદશાહે પ્રશંસા કરી હતી.

૯. મદનસૂરિના શિષ્ય, દિલ્હીના ફિરોજશાહ તઘલખના મુખ્ય જ્યોતિષી અને સં. ૧૪૨૭માં યંત્રરાજ નામના જ્યોતિષવિષયક-ગ્રંથના બનાવનાર.

૧૦ અંચલગચ્છના ૫૬મા પટ્ટધર અને જયશેખર તેમજ મેરૂતુંગ સૂરીના ગુરૂ. આ સર્વમાંથી અત્રે પૃ. ૧૪૪ ઉપર છપાયેલા જીરાપલ્લીપાર્શ્વસ્તવનના કર્તા છેલ્લા (અંચલગચ્છીય) હોવાનો સંભવ છે. કારણ કે વિધિપક્ષપટ્ટાવલીમાં નીચે મુજબ તે સંબંધી ઉલ્લેખ મળે છે— "એકદા મરૂસ્થળે નાણીગ્રામે શ્રાવકોએ ચોમાસું રાખ્યા. તિહાં વ્યાસીમે દિવસે વિઘ્ન થયું જાણીને ધર્મની વાહર કરાવી, એટલે આશ્વિન સુદિ આઠમને દિવસે મધ્યરાત્રીને અવસરે ગુરૂમહારાજ કાયોત્સર્ગમાં બેઠા છતાં તેમને કાળદારૂણ સર્પ ડસ્યો. તેવારે મંત્ર, તંત્ર અને બીજી પણ અનેક જંગલની ઔષધીઓ કરવાનો ભ્રમ ત્યાગીને એકાંતે

દઢ મન રાખી એક જ શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ધ્યાન ધર્યું, તેમાં જ નિશ્ચલ રહ્યા. જે વારે તે દશ પ્રહર ધ્યાનમાં રહ્યા તેવારે લહેર વાળી, પણ ધ્યાનને બળે તે સર્પે પ્રાણ તજ્યો. સમગ્ર વિષવ્યાપ ટાળ્યો. આકાશે જયજયારવ પ્રવર્ત્યો. સમસ્તલોક આનંદ પામ્યા,"

એમનો જન્મ સં. ૧૩૬૩ વડગામમાં, ઓસવાળ જ્ઞાતીય શેઠ આશા (મેરૂ. પ્ર. પારેખ આભા) જીવણાદે માતા. દીક્ષા વીજાપુરે સં. ૧૩૭૫ (મેરૂ. પ્ર. અને શત. ૧૩૬૫). નામ મહેંદ્રપ્રભ. આચાર્ય પદ ૧૩૯૩ (મેરૂ. પ્ર. ૧૩૮૯) અણહિલપુર પાટણમાં સં. ૧૩૯૮ સ્તંભતીર્થ (ખંભાત)માં ગચ્છનાયક પદ. એકાશી વર્ષનું આયુષ્ય ભોગવી સં. ૧૪૪૪ (મેરૂ. પ્ર. શત૦ ૧૪૪૩)માં સ્વર્ગવાસ.

એમનો પ્રતિષ્ઠા લેખ સં. ૧૪૫૪ શુ. ૧. ભ્રાંત જણાય છે.

એમણે દીક્ષિત કરેલા શાખાચાર્ય [૯૨]ભુવનતુંગસૂરિ માટે "રાઉલ ખેંગારની સમક્ષ જુનાગઢમાં (ખેંગાર ૪થો. રાજ્ય સં. ૧૩૩૬–૯૦) જુઓ આર્કી૦ સર્વે વેસ્ટ ઈંડિયા. ૨, પૃ. ૧૬૪–૬૫) તક્ષનાગને પ્રત્યક્ષ આણી ૧૬ ગારૂડીઓના વાદ જીત્યા ને તેમની પાસે જિંદગી સુધી સર્પ પકડવાનો અને ખેલાવવાનો ધંધો ન કરવો એવો નિયમ કરાવ્યો. પાતશાહની મંજૂરીયાતથી સવા લાખ જાળ છોડાવી, ૫૦૦ ભઠ્ઠી બંધ કરાવી." આવો ઉલ્લેખ હોવાથી પણ મંત્રવિદ્યામાં એમની પ્રવીણતા પુરવાર થાય છે.

એમના બીજા શિષ્ય જયશેખરસૂરિ (શાખાચાર્ય) થયા. તેમણે (નૃસમુદ્રગક) રોકડા ગ્રામમાં સં.૧૪૩૬માં ૧૨૦૦૦ શ્લોકપ્રમાણ સ્વોપજ્ઞવૃત્તિ યુક્ત ઉપદેશચિંતામણિ. (ભાંડારકર રીપોર્ટ સં. ૧૮૮૩–૮૪ પૃ. ૧૩૦, ૪૪૨–૪૩; વે. નં. ૧૫૬૫; પ્ર. હી. હં.), સં. ૧૪૬૨માં ખંભાતમાં પ્રબોધચિંતામણિ (કીલહૉર્ન રીપોર્ટ પૃ. ૯૫, પ્ર. જૈ. ધ. પ્ર. સભા

---

૯૨ એમણે સં. ૧૩૮૦ પહેલાં ઋષિમંડળ પર (જે. ૧૨૬. જે. પ્ર. ૫૪). આતુર પ્રત્યાખ્યાન (કાં. વડો: બુહ ૪ નં. ૧૨૪) અને ચતુઃશરણ પર વૃત્તિઓ રચી છે.

ભાવનગર), ધમ્મિલકુમારચરિત્ર કાવ્ય સં. ૧૪૬૨. (લીં; પ્ર. હી. હં.), જૈન કુમાર સંભવ ૯૩ (પ્ર. ભી. મા; વે. નં. ૧૫૬૫ અને ૧૭૨૧), શત્રુંજય-ગિરનાર-મહાવીરદ્વાત્રિંશિકાત્રયી (પ્ર. આ. સભા.), આત્માવબોધકુલક અને બીજા ૧૨ કુલક (પ્રા.), ધર્મસર્વસ્વ, ઉપદેશમાળાવચૂરિ (વેબર નં. ૨૦૦૩, પુષ્પમાળાવચૂરિ, ગાથાબદ્ધ નવતત્ત્વ, (ગૂ. ભા. સહિત નવતત્ત્વ સાહિત્યસંગ્રહમાં પ્ર. વિજયોદયસૂરિ) (વિવેક ઉપે.), સંસ્કૃત અજિત શાંતિસ્તવ શ્લો. ૧૭, (પી ૧, નં. ૩૧૬), સંબોધ સપ્તતિકા (જુઓ પીટર્સન પહેલો રીપોર્ટ, પૃ. ૧૨૫; વે. નં.૧૬૯૦-૯૧. પ્ર. ગૂ. ભા. સહિત આત્માનંદસભા સને ૧૯૨૨), બૃહદ્અતિચાર (વિધિપક્ષ પ્રતિક્રમણમાં છપાયેલ છે), આદિ અનેક ગ્રંથો રચ્યા છે. આ ઉપરાંત નલદમયંતી ચંપૂ, કલ્પસૂત્ર પર સુખાવબોધ નામનું વિવરણ, અને ન્યાયમંજરી નામના ગ્રંથો રચ્યાનું હી. હં. જણાવે છે. ગૂ. ભાષામાં ત્રિભુવનદીપકપ્રબંધ-પરમહંસપ્રબંધ પ્રબોધચિંતામણિ ચોપાઈ, અંતરંગ ચોપાઈ (પ્ર. પં. લા. ભ. યશો. ગ્રંથમાળા), ૫૮ કડીનો નેમિનાથફાગ તથા કેટલાક સ્તવનો વગેરે રચ્યાં છે. પોતાને 'વાણીદત્તવર' તરીકે ઓળખાવે છે.

એમના સમયમાં શાખાચાર્ય અભયસિંહસૂરિ થયા, તેમના ઉપદેશથી સં. ૧૪૩૨માં પાટણનિવાસી મીઠડીયા ગોત્રના શા. ખેતા નોડીએ પાર્શ્વ પ્રતિમા ભરાવી કે જે ગોડી પાર્શ્વનાથજી હાલ વિદ્યમાન છે. (જુઓ ગોડી પાર્શ્વનાથનું ચોઢાલીયું. વિધિપક્ષ પ્રતિક્રમણમાં છપાયું છે તે, તથા ભંડારકર ૧૮૮૩-૮૪નો રીપોર્ટ. પૃ. ૩૨૩).

---

૯૩ એમના શિષ્ય ધર્મશેખરે કુમારસંભવ કાવ્ય પર સં. ૧૪૮૨માં ટીકા રચી છે તેમાં જણાવે છે કે—

श्रीमदञ्चलगच्छे श्रीजयशेखरसूरयः ।
चत्वारस्तैर्महाग्रन्था: कविशक्रैर्विनिर्मिताः ॥
प्रबोधश्चोपदेशश्च चिन्तामणिकृतोत्तरौ ।
कुमारसम्भवं काव्यं चरित्रं धम्मिलस्य च ॥

સં. ૧૪૪૪માં એમણે તીર્થમાળા પ્રકરણ રચ્યું. પ્રાકૃત વિચાર-સપ્તતિકા પણ પ્રાયઃ એમની જ કૃતિ હશે.

## ૧૬ આં. મેરૂતુંગસૂરિ

નં. ૧૫ માં જણાવેલા અંચલગચ્છીય મહેન્દ્રપ્રભૂસૂરિ પટ્ટધર, એમનો જન્મ નાણી (મરૂદેશે જીર્ણપુર) ગામમાં સં. ૧૪૦૩માં પોરવાડ વ્હોરા વઇરસિંહ પિતા, ન્હાલણદે માતા. સં ૧૪૧૮માં દીક્ષા. સં. ૧૪૨૬માં આચાર્યપદ. સં. ૧૪૪૬માં ગચ્છનાયકપદ. ૬૮ વર્ષની વયે સં. ૧૪૭૧માં માગશર સુદિ ૫મે પાટણમાં કાળધર્મ, એમના પ્રતિષ્ઠા લેખો; સં. ૧૪૫૬–૬૮–૭૦ બુ. ૧, સં. ૧૪૪૫–૬૮ બુ. ૨. સં. ૧૪૬૯ ના. ૨. સં. ૧૪૭૧–૪૯ ના. ૧.

સ્તોત્રની ઉત્પત્તિનું કારણ "એકદા વિચરતા આચાર્ય મહારાજ વડનગર આવ્યા. અહિં નાગરના ૩૦૦ ઘર મિથ્યાત્વી હતા. ગામની બહાર તળાવ ઉપર ઉતર્યા. શિષ્યો ગામમાં ગોચરી ગયા. ગોચરી ન મળી. ગુરૂને વાત કહી. ગુરૂએ કહ્યું કે રૂડું થયું. તપોવૃદ્ધિ થઈ. થોડા વખતમાં આ જ નગરના એક કોટિધ્વજ શેઠનો એકનો એક પુત્ર સર્પદંશથી મરણ પામ્યો. ગુરૂએ પુછાવ્યું કે જીવતો કરૂં તો શું આપો ? તેમણે ભારોભાર સોનું આપવા ઈચ્છા બતાવી. ગુરૂ નિસ્પૃહ હતા. સર્વને શ્રાવક થવા કહ્યું. તેમણે કબૂલ કર્યું. પછી ॐ **नमो देवदेवाय**૦થી શરૂ થતું સ્તોત્ર રચી નવકુળ નાગને આકર્ષ્યા. ડશેલા સર્પને ડંકે વળગાડી સર્વને રજા આપી. સર્પે ઝેરને ચૂસી લીધું. પુત્ર જીવતો થયો. જૈનધર્મ અંગીકાર કરી સર્વ શ્રાવક બન્યા. વડનગરમાં હજુ સુધી નાગરવાણિયાનાં કેટલાક ઘર શ્રાવક છે." એમણે વઢિયારદેશમાં મહાતીર્થ શંખેશ્વર પાસે લોલાડગામમાં પોતે રચેલા ઉપરોક્ત સ્તોત્રથી વિઘ્ન નિવાર્યું અને તેજ ગામમાં બાદશાહ મહમ્મદની ચઢી આવેલી ફોજને પાર્શ્વનાથના મહિમાથી પાછી વાળી. લીંબડી ભંડારમાં મેરૂતુંગસૂરિનો રાસ. (દા. ૪૨, નં. ૨૫) છે તે આ સૂરિના સંબંધમાં વધારે પ્રકાશ પાડી શકે તેમ છે.

એમના રચેલા ગ્રંથો—જૈનમેઘદૂત કાવ્ય.[૯૪] ષડ્દર્શનસમુચ્ચય (વે.નં.૧૬૬૬) સં. ૧૪૪૪માં કાતંત્ર વ્યાકરણ પર સંસ્કૃત બાલાવબોધ વૃત્તિ રચી (વે. નં. ૨૨), સં. ૧૪૪૯માં સપ્તતિભાષ્ય પર ટીકા બનાવી[૯૫] તેમાં મુનિશેખરસૂરિએ રચવામાં ઉત્તેજન આપેલું હતું. ભાવકર્મપ્રક્રિયા, શતકભાષ્ય, નમોત્થુણં પર ટીકા, ઉપદેશમાળાની ટીકા, સુસઢકથા, ધર્મોપદેશ, લઘુશતપદી. સં ૧૪૫૦માં, પોતાની ૫૩ વર્ષની વયે એટલે સં. ૧૪૫૬ અથવા તે શતકના ૫૩મા વર્ષે એટલે સં. ૧૪૫૩માં શતપદિકાસારોદ્ધાર, સૂરિમંત્રકલ્પસારોદ્ધાર ( જુઓ પીટર્સન રીપોર્ટ ૫ ૨૪૮). શ્રી કંકાલય રસાધ્યાય ( જુઓ વેબર વર્ઝ ૧, પૃ. ૨૯૭), તથા નાભિવંશસંભવકાવ્ય, યદુવંશસંભવકાવ્ય, નેમિદૂતકાવ્ય આદિ કાલીદાસ, માઘ વગેરેના પાંચ કાવ્યની પેઠે પાંચ કાવ્ય, જેસાજી પ્રબંધ વગેરે. ( જેમાં ઉમરકોટના જેસાજીએ ત્યાં આ સૂરિના ઉપદેશથી શાંતિનાથનો ૭૨ દેવકુલિકાવાળો પ્રાસાદ કરાવ્યો, શત્રુંજયાદિ તીર્થોની યાત્રા કરી વગેરેનું વર્ણન છે. )

એમના શિષ્ય—

૧ માણિક્યસુંદરસૂરિ–એમણે સં. ૧૪૮૪માં ગુણવર્માચરિત્ર (જુઓ કાં. છાણી; બુદ્ ૪ નં ૨૪૧; ખેડા ભંડાર; એન્ડક્ જર્નલ

---

૯૪ આ કાવ્ય ઉપર શીલરત્નસૂરિકૃત ટીકા મુદ્રિત થઈ છે. (આ. સ. સ. ભાવનગર)

૯૫ આ ગ્રંથની પ્રશસ્તિમાં કર્તા પોતે આ પ્રમાણે જણાવે છે—
शिष्यप्रशिष्यस्मरणार्थमेते विनेयवात्सल्यरसाम्बुपेतः ।
रचयानि नन्दाम्बुधिवेदसोम (१४४९) संवत्सरे सप्तति-
भाष्यटीका ॥

काव्यं श्रीमेघदूताख्यं, षड्दर्शनसमुच्चयः ।
वृत्तिर्बालावबोधाख्या धातुपारायणं तथा ॥
एवमादिमहाग्रन्थनिर्माणपरायणाः ।
चतुराणां चिरं चेतश्चमत्काराय येऽभवन् ॥

પૃ. ૬૪), સત્તરભેદીપૂજા કથા, પૃથ્વીચન્દ્રચરિત્ર (વેબર વર્ઝ ૨, પૃ. ૧૭૫, નં. ૨૪૧ અને ૧૮૭૩-૭૪; બુલ્હર રી; કસ્તૂરસાગર ભં. ભાવનગર), ચતુઃપર્વીકથા-ચંપૂ, ચંદ્રધવલ ધર્મદત્ત કથાનક (બુહ્ ૩, નં. ૧૬૦; કાં. છાણી, રીપોર્ટ સન ૧૮૭૨-૭૩ નં. ૧૬૦; વે. નં. ૧૭૪૪); શુકરાજકથા ભાં. ૧, નં. ૮૩; ૧૮૮૦-૮૧ રીપોર્ટ પૃ. ૨૭, (પ્ર. હંસ. જૈ. ફ્રી ગ્રંથમાળા. નં. ૨૦), મલયાસુંદરી કથા ગુજરાતના શંખરાજાની સભામાં (કાં. છાણી; પી. નં. ૩૧૩ પૃ. ૧૨૩), સરખાવો તેની પ્રશસ્તિ-शंखस्य नरेश्वरस्य पुरतोऽप्यूचे । સંવિભાગવ્રતકથા (મિત્ર, નોટીસીઝ નં. ૮, પૃ. ૨૩૭, ૩૮), શ્રીધર ચરિત્ર. સં. ૧૪૬૩ માં ( કાં. છાણી ) વગેરે રચેલ છે.

૨ માણિક્યશેખર—

એમણે રચેલી આવશ્યકનિર્યુક્તિદીપિકા ( નં. ૩૭૬-સને ૧૮૭૯-૮૦ ભં. ઇ, તથા બુહ્ ૮, નં. ૩૭૭ ) ની પ્રશસ્તિમાં પોતે રચેલા ગ્રન્થોનો આ પ્રમાણે ઉલ્લેખ કરે છેઃ-પિંડનિર્યુક્તિદીપિકા ( નં. ૩૮૯ સન ૧૮૭૯-૮૦ ભાં. ઈ; તથા બુહ્. નં. ૩૮૯ ) ઓઘનિર્યુક્તિદીપિકા, દશવૈકાલિકદીપિકા, ઉત્તરાધ્યયનદીપિકા, આચારાંગદીપિકા, કલ્પનિર્યુક્તિ પર અવચૂરિ ( નં. ૧૯ સન ૧૮૭૭-૭૮ ભાં. ઈ. તથા બુહ્. ૭, નં. ૧૯), નવતત્ત્વવિવરણ. આ ગ્રંથમાં કર્તા પોતે લખે છે કે એક કર્તૃત્વથી આ સર્વે એના સહોદર રૂપ છે. ( **एककर्तृतया ग्रन्था अमी अस्याः सहोदराः ।** )

સં. ૧૪૦૯ માં કામદેવચરિત્ર ( કાં. વડો. ) અને સં. ૧૪૧૩ માં સંભવનાથચરિત્રના કર્તા મેરૂતુંગ એમનાથી ભિન્ન છે. જિતકલ્પસાર અને ઋષિમંડળસ્તોત્રના કર્તા માટે ચોક્કસ નિર્ણય નથી. સં. ૧૩૬૧ માં વર્ધમાનપુર ( વઢવાણ )માં પાંચસર્ગમાં પ્રબંધચિંતામણિ ( પી. ૨૮૬; વે. નં. ૧૭૫૩; ગૂ. ભા. સહિત રામચંદ્ર દીનાનાથ; અંગ્રેજી ભા. બિ. ઇ. સન ૧૯૦૨ ), વિચારશ્રેણી-સ્થવિરાવલી અને મહાપુરૂપચરિત્ર ( ઉપદેશશતી ) પી. ૩, ૨૬૬; પી. ૬-૪૩, વેબર. ૨,

૧૦૨૪નં.૧૯૮૬)ના રચયિતા મેરૂતુંગસૂરિ નાગેંદ્રગચ્છીય ચંદ્રપ્રભસૂરિના શિષ્ય હોવાથી અને લગભગ એક શતાબ્દી જેટલો બંને વચ્ચે અંતર હોવાથી એમનાથી ભિન્ન સમજવા. વિશેષ માટે ઓમ્બે બ્રાન્ચ રૉયલ એશિયાટીક સોસાયટી જર્નલ ઈ. સ. ૧૮૬૭–૬૮ પૃ. ૧૪૭ જુઓ.

## ૧૭ જયકીર્તિસૂરિ

ઉપરોક્ત શ્રી મેરૂતુંગસૂરિના શિષ્ય હતા. એમનો જન્મ સં. ૧૪૩૩, તિમિરપુરમાં શ્રીમાળી ભૂપાળશેઠ પિતા, ભરમાદે માતા. સં. ૧૪૪૪માં દીક્ષા સં. ૧૪૬૭ ખંભાતમાં સૂરિપદ સં. ૧૪૯૩ (૭૩ ?) પાટણમાં ગચ્છનાયકપદ. ૬૭ વર્ષની વયે સં. ૧૫૦૦ માં સ્વર્ગસ્થ થયા.

એમની કૃતિ શ્રીપાળચરિત્ર ગદ્ય, પાર્શ્વજીનસ્તવન વગેરે. એમના પ્રતિ. લેખો સં. ૧૪૮૧–૮૭–૮૮–૯૩–૯૯–૧૫૦૧–૧૫૦૫ બુ. ૧, સં. ૧૪૭૩–૮૪–૮૭–૯૦–૯૧–૯૯– બુ. ૨; સં. ૧૪૮૧–૮૩ ના. ૧; સં. ૧૪૮૩–૯૦–૯૨ ના. ૨.

પ્રાકૃત શીલોપદેશમાળાના કર્તા જયસિંહસૂરિના શિષ્ય હોવાને લીધે એમનાથી ભિન્ન છે.
એમના શિષ્ય—

૧ ઋષિવર્ધન એમણે સં, ૧૫૧૨માં ચિત્રકોટ ( ચિતોડ )માં નલદમયંતી રાસ, જિનેન્દ્રાતિશયપંચાશિકા ( ડોસા. ભાવા. ), ૨૪ જીનનાં ૨૪ ચૈત્યવંદન ( વિધિપક્ષ પ્રતિ ), નેમિસ્તવન વગેરે રચ્યા.

૨ મહિમેરૂ–ક્રિયાગુપ્તજીનસ્તુતિપંચાશિકા (જૈ. સ્તો. સં.ભા. ૧ ), જૈનમેઘદૂતકાવ્ય ટીકા, કલ્પસૂત્રાવચૂરિ વગેરેના રચયિતા.

૩ શીલરત્ન–એમણે મેરૂતુંગસૂરિકૃત મેઘદૂત કાવ્ય પર સં. ૧૪૯૧ ચૈત્ર વદિ ૫ બુધે અણહિલપુર પાટણમાં વૃત્તિ રચી. જેનું સંશોધન ઉપરોક્ત માણિક્યસુંદરસૂરિએ કર્યું હતું. (જુઓ પીટર્સન ત્રીજો રીપોર્ટ,

પૃ. ૨૬૯–૫૦ તથા ઈ. એ. વૉ. ૧૯ પૃ. ૩૬૬ ). તે ઉપરાંત ચૈત્યવંદન ચતુર્વિંશતિકા, સીમંધરજિનાષ્ટક, (પ્ર. આ. જૈ. સ.) વગેરે રચેલ છે.

## ૧૮ શ્રી જિનભદ્રસૂરિ

ખરતરગચ્છના ૫૫ મા પટ્ટધર શ્રી જિનરાજસૂરિના[૯૬] શિષ્ય હતા. એમની પહેલાં [૯૭]જિનવર્ધનસૂરિને સં. ૧૪૬૧માં જિનરાજસૂરિએ પોતાની પાટે સ્થાપિત કર્યા હતા, પણ ચતુર્થ વ્રતનો ભંગ જાણી તેમને અપાત્ર ઠરાવ્યા અને તેમની જગ્યા સં. ૧૪૭૫ ના માઘ સુદિ ૧૫ ને દિવસે એમને આપવામાં આવી. એમનો જન્મ સં.

૯૬ સં. ૧૪૩૨ ના ફાલ્ગુન વદિ ૬ ને દિને પાટણમાં શાહ ધરણે કરાવેલા નંદીમહોત્સવ પૂર્વક સૂરિ પદ મળ્યું હતું. સવાલાખ પ્રમાણ–ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો અને સર્વ સિદ્ધાંતના પારગામી થયા. સં. ૧૪૬૧ દેલવાડા ગામમાં સ્વર્ગવાસ સં. ૧૪૬૯ વર્ષે જિનવર્ધનસૂરિએ પ્રતિષ્ઠિત એમની મૂર્તિ દેવકુળપાટકમાં હજુ વિદ્યમાન છે. એમના પ્રતિમા લેખ સં. ૧૪૩૮–૪૧–૪૯ જુઓ ના. ૧ અને સં. ૧૪૫૮ બુ. ૧.

૯૭ એમણે સં. ૧૪૭૪ માં પિપ્પલક ખરતર શાખા ચલાવી. સં. ૧૪૭૪ માં શિલાદિત્યકૃત સપ્તપદાર્થી પર (ભાં. ૩, નં. ૨૯૧; કાં. વડો. ) અને વાગ્ભટાલંકાર પર ( વેબર નં. ૧૭૧૯ ) વૃત્તિ રચી. એમના શિષ્ય ન્યાયસુંદરે સં. ૧૫૧૬ માં વિદ્યાવિલાસ નરેંદ્ર ચોપાઈ રચી અને જિનચંદ્રસૂરિના શિષ્ય જીનસાગરસૂરિ (સમય સં. ૧૪૮૯–૧૫૦૫) એ હેમવ્યાકરણ પર ઢુંઢિકા હેમલઘુવૃત્તિના ૪ અધ્યાયની દીપિકા ( ખે. સંઘ. ભં. ) તથા કર્પૂરપ્રકરણ પર અવચૂરિ–લઘુ ટીકા કે જેનો પ્રથમાદર્શ શિષ્ય ધર્મચંદ્રે લખ્યો તે રચી ( વે. નં. ૧૭૯૮ પ્ર. હી. હં; જૈ. ધ. પ્ર. સભા સં. ૧૯૭૫ ) આ ધર્મચંદ્રે જૈનેતર કવિ રાજશેખર કૃત કર્પૂરમંજરી પર ટીકા રચી (વે. નં. ૧૨૮૧, ભાં. ૩, નં. ૪૧૮–૧૯).

૧૪૫૦ ગોત્ર ભણુશાલી, મૂળનામ ભાડે, દીક્ષા સં. ૧૪૬૧. વાચક શીલચંદ્ર ગણિ પાસે વિદ્યાભ્યાસ કર્યો હતો. અને સં. ૧૫૧૪ (૫) માં સ્વર્ગસ્થ થયા હતા.

એમણે સં. ૧૪૮૫ થી ૧૪૯૩ સુધીમાં લખાવેલાં આગમોની તાડપત્રોની પ્રતો જેશલમેર ભંડારમાં અદ્યાવધિ સુરક્ષિત છે. (જુઓ જે. નં. ૪, ૧૨, ૧૯, ૨૩, ૩૧, ૩૬, ૩૮, ૪૨, ૪૩).

એમના ઉપદેશથી ગિરનાર, ચિત્રકૂટ (ચિતોડગઢ), માંડવ્યપુર(મંડોવર) આદિ અનેક સ્થળોમાં શ્રાવકોએ મોટાં મોટાં જીનભવનો બંધાવ્યાં હતાં, જેશલમેર, જાબાલિપુર (જાલોર) દેવગિરિ, અહિપુર (નાગોર) અને અણુહિલપુરપાટણ આદિ સ્થાનોમાં એમણે વિશાળ પુસ્તક ભંડાર સ્થપાવ્યાં હતાં. મંડપદુર્ગ (માંડવગઢ) પ્રલ્હાદનપુર (પાલનપુર), તલપાટક (મારવાડ-જોધપુર રાજ્યમાં આવેલ તરવાડા) આદિ નગરોમાં અનેક જીનબિંબોની પ્રતિષ્ઠા કરી હતી. ૯૮પોતાની બુદ્ધિથી અનેકાંતજય-પતાકા જેવા પ્રખર તર્કના ગ્રંથો અને વિશેષાવશ્યક ભાષ્ય જેવા મહાન્

૯૮ श्री उज्जयन्ताचल चित्रकूट-माण्डव्यपूर्जाउर मुख्यकेषु ।
स्थानेषु येषामुपदेशवाक्यान्निर्मापिताः श्राद्धवरैर्विहाराः ॥
अणिहिलपाटकप्रमुखस्थानेषुयैरकार्यन्त ।
श्रीज्ञानरत्नकोशा विधिपक्षश्राद्धसङ्घेन ॥
मण्डपदुर्गप्रह्लादनपुरतलपाटकादिनगरेषु ।
यैर्जिनवरबिम्बानां विधिप्रतिष्ठाः क्रियन्ते स्म ॥
–જિનભદ્રગુરુવર્ણનાષ્ટક–જેસલમેર જિનાલયપ્રશસ્તિ. સં. ૧૪૯૭
श्रीमज्जेसलमेरुदुर्गनगरे जावालिपुर्यां तथा
श्रीमद्देवगिरौ तथा अहिपुरे श्रीपत्तने पत्तने ।
भाण्डागारमबीभरद् वरतरैर्नानाविधैः पुस्तकैः
स श्रीमज्जिनभद्रसूरिसुगुरुर्भाग्याद्भुतोऽभूद् भुवि ॥
—સમયસુંદર કૃત અષ્ટલક્ષી પ્રશસ્તિ

સિદ્ધાંતિક ગ્રંથો એમણે અનેક મુનિઓને શીખવ્યા હતા. અને કર્મપ્રકૃતિ જેવા ગહન ગ્રંથોના રહસ્યપર વિવેચન કરીને પર પક્ષીય મુનિઓને પણ ચમત્કાર પમાડતા હતા.

રાઉલશ્રી વૈરિસિંહ (જેસલમેરનો રાજા કે જેણે સં. ૧૪૯૫ માં જેશલમેરમાં પંચાયતનપ્રાસાદ લક્ષ્મીકાંત પ્રીત્યર્થ બંધાવ્યું કે જે હાલ લક્ષ્મીનારાયણનું મંદિર કહેવામાં આવે છે જુઓ જે. પરિ. ૪) અને ત્ર્યંબકદાસ જેવા નૃપતિ એમના ચરણમાં પડતા, એમના ઉપદેશથી શા.શિવા આદિ ચાર ભાઇઓએ જેશલમેરમાં સં.૧૪૯૪માં મોટું ભવ્ય જિનમંદિર બંધાવ્યુ અને તેમાં સં. ૧૪૯૭ માં આ સૂરિએ સંભવનાથ પ્રમુખ ૩૦૦ જિનબિંબોની પ્રતિષ્ટા કરી. ( જુઓ તે સંબંધીના શિલાલેખની પ્રશસ્તિ ભાં. ૨, પૃ. ૯૬, ૯૭; જે. પરિશિષ્ટ ૩) સં. ૧૪૮૪ વર્ષે માઘમાસની દશમીએ જયસાગરોપાધ્યાયે એમને વિજ્ઞપ્તિત્રિવેણી ગ્રંથ અર્પણ કર્યો અને સં. ૧૪૯૫ માં જયસાગરે રચેલી સંદેહદોલાવલી વૃત્તિ એમણે સંશોધી હતી. સં. ૧૫૦૧ માં તપારત્નકૃત ષષ્ટિશતક વૃત્તિ શોધી હતી. દ્વાદશાંગી પદપ્રમાણ કુલક ( પ્ર. જૈ. સ્તો. સંદો. ભા. ૧ ) અને ૨૨૦ પ્રાકૃત ગાથા બદ્ધ જિનસપ્તતિકા, વગેરે ગ્રંથ રચેલ છે. ભાવપ્રભાચાર્ય, કીર્તિરત્નાચાર્ય વગેરેને એમણે આચાર્ય પદવી આપી હતી.

૧ જિનચંદ્રસૂરિ,[૯૯] ૨ કમળસંયમોપાધ્યાય,[૧૦૦] ૩ ઉપા૦ સિદ્ધાંત-

૯૯ એમનો જન્મ સં. ૧૪૮૭, જેશલમેરવાસ્તવ્ય ચમ્મડગોત્રીય શાહ વચ્છરાજ પિતા, બાલ્હાદેવી માતા. સં. ૧૪૯૨ દીક્ષા. સં. ૧૫૧૪ વૈશાખ વદિ બીજે કુંભલમેરૂ વાસ્તવ્ય (મેવાડ રાજ્યાંતર્ગત અરવલ્લી પહાડીવાળા પ્રસિદ્ધ સ્થળના રહેવાસી ) કુક્કડ-ચોપડાગોત્રીય શાહ સમરસિંહે કરાવેલા નંદીમહોત્સવપૂર્વક શ્રીકીર્તિરત્નાચાર્યે પદસ્થાપના કરી. આ ઉપરાંત આબુ ઉપર નવફણા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરાવનાર શ્રી ધર્મરત્નસૂરિ, ગુણરત્નસૂરિ વગેરે અનેકની પદસ્થાપના કરી. સં. ૧૫૩૦ જેશલમેર નગરે સ્વર્ગસ્થ થયા. એમણે પ્રતિષ્ઠિત કરેલા તીર્થપટ્ટિકાના લેખો માટે જુઓ (જે. પરિ. ૧૪, ૧૫, ૧૬, ૧૭, ૧૮).

૧૦૦ એમણે સં. ૧૪૭૬ માં દીક્ષા ગ્રહણ કરી હતી. સં.

રૂચિ,[૧૦૧] ૪ પં પૂણ્યમૂર્તિગણિ, ૫ લક્ષ્મીસુંદરગણિ, ૬ પં.મતિવિશાલ-ગણિ ૭ પં. લબ્ધિવિશાલગણિ, ૮ વાચનાચાર્ય રત્નમૂર્તિગણિ,[૧૦૨] ૯ પં.મતિરાજગણિ,૧૦વા. મુનિરાજગણિ, ૧૧ પં.સહજશીલમુનિ, ૧૨

૧૫૧૮માં જિનચંદ્રસૂરિની આજ્ઞાથી પૂર્વદેશમાં વિહાર કરી અનેક યાત્રાઓ કરી હતી. જિનસમુદ્રસૂરિના આદેશથી ૧૪૦૦૦ શ્લોકપ્રમાણ ઉત્તરાધ્યયન સૂત્ર પર સર્વાર્થસિદ્ધિ નામની ટીકા રચી. (પ્ર. ય. વિ. ગ્રન્થમાલા) જેનું સંશોધન ભાનુમેરૂ વાચકે કરેલ છે. સં. ૧૫૪૯માં રચેલ કર્મસ્તવ વિવરણ જે. ભં. માં છે (જુઓ. જૈન-ગ્રંથાવલી પૃ. ૧૧૯) સં. ૧૫૧૧માં સં. નગરાજની પુત્રી સોનાઈએ જિનવલ્લભસૂરિકૃત સંક્ષિપ્ત વીરચરિત્રની પ્રત સોનેરીશાહીથી લખી એમને વ્હોરાવી હતી. અને સં. ૧૫૨૨માં દિલ્લીમાં જિનચંદ્રસૂરિ સાથે ચોમાસું કર્યું હતું તે વખતે સૂરિની આજ્ઞાથી સં. કાલીદાસની સ્ત્રી. સં. હરસિણીએ સુંદર ચિત્રયુક્ત સોનેરી કલ્પસૂત્રની પ્રત ભેટ ધરી. જે હાલ શાંતમૂર્તિ હંસવિ. મહારાજના ભંડારમાં (વડોદરા) મોજુદ છે. આ પ્રતની આજુબાજુના અજોડ અને અદ્વિતીય સુશોભન કળાના નમૂનાઓ માટે જૂઓ સારાભાઇ મ. નવાબદ્વારા સંપાદિત તાજેતરનાં પ્રસિદ્ધ થએલ 'જૈનચિત્રકલ્પદ્રુમ' નામના ગ્રન્થમાંની ત્રિરંગી ચિત્રપ્લેટો. એમના ઉપદેશથી યવનપુર (જોનપુર)માં શ્રીમાળી મલ્લરાજે સર્વસિદ્ધાંત લખાવ્યા. તે પૈકી ભગવતીસૂત્રની પ્રત ગુ. નં. ૩૬૮માં વિદ્યમાન છે. એમના શિષ્ય મુનિમેરૂ ઉપાધ્યાયે સં. ૧૫૪૯ વર્ષે લખેલી ચૂર્ણિની પ્રત જે. નં. ૧૦૧ માં છે.

૧૦૧ એમના અંગે હવે પછી આગળ લખવામાં આવશે.

૧૦૨ એમના શિષ્ય મેરૂસુંદરે સં. ૧૫૨૫ માં માંડવગઢમાં ષડાવશ્યક બાલાવબોધ રચ્યો.

પં. પદ્મમેરૂમુનિ,[૧૦૩] ૧૩ પં. સુમતિસેનગણિ, ૧૪ વિવેકતિલકમુનિ,

૧૦૩ એમના શિષ્ય મતિવર્ધન-મેરૂતિલક-દયાકળશ-અમરમાણિક્યનાશિષ્ય કનકસોમે સં. ૧૬૩૮ વિજયાદશમીએ આષાઢભૂતિ ચોઢાલિયું, સં. ૧૬૪૪ અમરસરમાં આર્દ્રકુમાર ચોપાઇ, અને સં. ૧૬૪૯ મુલતાનમાં મંગલકળશ ચોપાઇ રચી, બીજા શિષ્ય સાધુકીર્તિગણિએ મોગલસમ્રાટ્ અકબરની સભામાં તેની પાસેથી વાદીન્દ્રનું બિરૂદ મેળવી ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. સં. ૧૬૧૭માં જિનચંદ્રસૂરિએ રચેલ પૌષધવિધિ વૃત્તિનું સંશોધન કર્યું હતું. અને સં. ૧૬૧૮માં સત્તરભેદી પૂજા રચી. સં. ૧૬૨૪માં આષાઢભૂતિ પ્રબન્ધ, ૧૬ કડીનું શત્રુંજય સ્તવન તથા ૪ કડીની પ્રાસ્તાવિક સ્તુતિ વગેરે રચેલ છે,

એમના શિષ્યે સં. ૧૬૧૯માં સંઘપટ્ટક પર અવચૂરિ લખી (આ. ક. પાલી૦) સાધુસુંદરે જિનહિંસસૂરિ રાજ્યે (સં. ૧૬૭૦ ને ૧૬૭૪ ની વચ્ચે) શબ્દરત્નાકર (પ્ર, થ. વિ, ગ્રં.) ઉક્તિરત્નાકર ગ્રંથ (પી. ૩, નં. ૫૭૮; પી. ૪ પૃ. ૧૪; વે. નં. ૧૦૩), સં. ૧૬૮૦માં ધાતુપારાયણ પર ધાતુરત્નાકર તે પર સ્વોપજ્ઞ ટીકા નામે ક્રિયાકલ્પલતા સહિત (પા. ૫, ૧૫૬-૧૬૦) અને સં. ૧૬૮૩માં જેશલમેર દુર્ગસ્થ પાર્શ્વનાથની સ્તુતિ (વિવેક. ઉદે) આ સાધુસુંદરના ત્રણ શિષ્યની પરંપરા મળે છે. તે પૈકી પ્રથમ અને એ સાધુસુંદરના વિમળકીર્તિ-વિજયહર્ષના શિષ્ય નામે ધર્મવર્ધને (ધર્મસિંહે) ભકતામર સ્તોત્રની પાદપૂર્તિરૂપ. કાવ્ય અને રાસાદિ પુષ્કળ બનાવેલ છે. બીજા શિષ્ય સહિસસુંદર-નયમેરૂ લાવણ્યરત્નના શિષ્ય કુશલસાગરે (કેશવે) સં. ૧૭૪૫ વિજયાદશમી સોમવારે નવાનગરમાં ઉદયભાણ રાસ રચ્યો. સં. ૧૭૩૨ માં કેશવબાવની રચી.

ત્રીજા શિષ્ય હેમસૂરિ-જ્ઞાનમેરૂએ સં. ૧૬૭૪ આસો સુદિ ૧૩ વિગયપુરીમાં ગુણકરંડ-ગુણાવલી રાસ રચ્યો.

૫ ક્રિયાતિલક મુનિ, ૧૬ ભાનુપ્રભમુનિ,[૧૦૪] ૧૭ સમયધ્વજ,[૧૦૫] ૮ દયાકમળ,[૧૦૬] વગેરે એમના વિદ્વાન્ શિષ્યો હતા.[૧૦૭] સં. ૧૫૩૬માં જેસલમેરમાં દેવકર્ણના રાજ્યમાં અષ્ટાપદ પ્રાસાદની પ્રતિષ્ઠા કરાવનાર જિનસમુદ્રસૂરિ એમના પ્રશિષ્ય હતા. અને પરમહંસ સંબંધ ચરિત્ર-ર નયરંગ પણ એમનાજ સંતાનીયા હતા. જે નયરંગના શિષ્ય વેમળવિનયના શિષ્ય રાજસિંહે સં. ૧૬૮૭ જેઠ સુદિ ૮ બાહડ-મેરમાં આરામશોભા ચોપાઈ રચી.

જોધપુર (મારવાડ) રાજ્યના ખેડગઢની નજીક નગરગામના જૈન-મંદિરના ભોંયરામાં એમની મૂર્તિ સ્થાપિત છે. જે મૂર્તિ ઉકેશવંશના

૧૦૪ એમના ૪ શિષ્ય નામે મતિસેન, મહિમાલાભ, કુશલસિંહ અને દેવવર્ધન, તે ચારેના ત્રણ શિષ્ય મેઘનંદન, દયાનંદન અને જયવિજયજી. ો પૈકી મેઘનંદનના શિષ્ય રત્નાકર પાઠકે શાંતિસૂરિના પ્રા. જીવવિચાર પર સંસ્કૃત વૃત્તિ રચી. (કાં. વડો; પ્ર. યશોવિ. પાઠશાળા—મહેસાણા.)

૧૦૫ એમના શિષ્ય જ્ઞાનમંદિર—ગુણશેખર વાચકના શિષ્ય નયરંગે અર્જુન માલાકાર કથા ( ભાં. ૬, નં. ૧૪૭૬ ), સ. ૧૬૨૪માં લાલપનાકાપુરીમાં પરમહંસ સંબોધચરિત રચ્યું. અને એમના શિષ્ય વિમળવિનય—ધર્મમંદિર—પુણ્યકળશ શિષ્ય જયરંગે (જેતસી) સં. ૧૭૦૦ દિવાળી દિને જેશલમેરમાં અમરસેન વયરસેન ચોપાઈ, સં. ૧૭૨૧ બિકાનેરમાં કયવન્નરાસ રચ્યો, અને એમના શિષ્ય તિલકચંદે સં. ૧૭૪૧ જલોરમાં પરદેશીનૃપ સંબંધ રચ્યો.

૧૦૬ એમના શિષ્ય શિવનંદન—દેવકીર્તિ શિષ્ય દેવરત્ને સં. ૧૬૯૮ કાર્તિક માસે વાલસીસરમાં શીલવતી ચોપાઈ રચી.

૧૦૭. જિનરંગના સમયમાં પં. વિનયવલ્લભે લખેલી પટ્ટાવલીમાં જિનભદ્રસૂરિના ૧૮ શિષ્યો હોવાનો ઉલ્લેખ છે—

तस्य अष्टादश शिष्याः सिद्धान्तरुचिपाठक—कमलसंयमो—
पाध्यायादयो विद्वांसः ॥

કાયસ્થ કુળના કોઇ શ્રાવકે (નામોલ્લેખ નથી) સં. ૧૫૧૮ માં બનાવરાવેલ છે. જુઓ ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ ભા. ૧, સંવત ૧૯૪૨ માં છપાયેલ પૃષ્ઠ (પરિશિષ્ટ) ૭૧ અને સં. ૧૫૨૪ માં જિનચંદ્રસૂરિના રાજ્યમાં તેમના આદેશથી કમળસંયમોપાધ્યાયે પ્રતિષ્ઠિત કરેલી એમની પાદુકા વૈભારગિરિ (રાજગૃહ) ઉપર હજુ વિદ્યમાન છે.

એમના પ્રતિમા લેખો પુષ્કળ સાંપડે છે. જુઓ સં. ૧૪૭૯-૮૪ ૯૭-૧૫૦૩-૧૫૦૪-૧૫૦૭-૧૫૦૯-૧૫૧૧-૧૫૧૨-૧૫૧૫ ના. ૧, સં. ૧૪૮૨-૯૩-૯૯-૧૫૦૩-૦૭-૦૯-૧૧-૧૭ ના. ૨, સં. ૧૫૦૫ ૦૯. બુ. ૨, સં. ૧૪૭૯-૮૮-૯૨-૯૬-૯૯-૧૫૦૫-૦૯-૧૦-૧૧ ૧૨. બુ. ૧.

છેવટમાં જણાવવાનું કે એમના શિષ્ય પદ્મમેરૂની પરંપરામાં થએલા અમરમાણિક્યના સાધુકીર્તિ ઉપરાંત અન્ય શિષ્ય પ્રશિષ્યાદિ સંબંધે નીચે મુજબ માહિતી મળે છે—

ક્ષમારંગ-રત્નલાભના શિષ્ય રાજકીર્તિ ગણિએ સં. ૧૬૮૧ માં લખેલી અભિધાન ચિંતામણી (નામમાળા) ની પ્રતિ આ. વિ. વી. સૂ. જ્ઞા. મં. રાધનપુરમાં છે. (પ્રશ. ભા. ૨, પૃ. ૧૮૯), અને ઉપરોક્ત કનકસોમ (સં. ૧૬૩૮-૧૬૪૮)ના શિષ્ય લક્ષ્મીપ્રભ—સોમકળશના શિષ્ય માનસિંહે સં. ૧૭૧૪માં લખેલી પરિશિષ્ટ પર્વની પ્રત જૈ. આ. પુ. સુરતમાં છે. (પ્રશ. પૃ. ૨૨૩)

એ શિવાય એમની શાખાના હેમરાજ[૧૦૮] અને વિજય-

---

૧૦૮ જુઓ જૈન વિદ્યાશાળા જ્ઞાનભંડાર (અમદાવાદ)માંની પ્રશ્ન વ્યાકરણ સૂત્રવૃત્તિની પુષ્પિકા—**संवत् १६६६ वर्षे आशो सुदि विजयदशमी दिवसे श्रीजिनभद्रसूरिशाखायां श्रीवाचनाचार्य हेमराजगणीनां शिष्य पं. लाभतिलकमुनीनां शिष्य पं. चारित्रकीर्ति मुनीनां पं. सुखकीर्तिमुनिना लिखिता। प्रतिरियं। शुभं भवतु। कल्याणमस्तु श्रीदेवगुरुप्रसादात्।**

—પ્રશસ્તિ સંગ્રહ ભા. ૨. પૃ. ૧૯૨.

મંદિરની[૧૦૯]: પણ શિષ્યસંતતીનાં કેટલાંક નામો પ્રાપ્ત થાય છે; પરંતુ તે ક્યા શિષ્યની પરાપરામાં આવેલાં છે તે સંબંધી ચોક્કસ નિર્ણય નહી હોવાથી વંશવૃક્ષમાં સંકલિત કર્યા નથી.

## ૧૯ ઉપા. સિદ્ધાંતરૂચિ.

ઉપરોક્ત જિનભદ્રસૂરિના શિષ્ય હતા. એમણે શ્રી. જીરાવલ્લી[૧૧૦]

૧૦૯ જુઓ શ્રી મોહનલાલજી જ્ઞાનભંડાર (સુરત)માંની ઉવવાઈ સૂત્રની પ્રતિનો પ્રાન્તગત નિમ્નલિખત ઉલ્લેખ—

सं. १७१७ वर्षे श्रावण सुदि १५ दिने शुक्रवारे श्री धडसीसर मध्ये श्रीजिनभद्रसूरिशाखायां । वा० श्री विजयमंदिरगणीनां शिष्य पं. सौभाग्यमेरुणीनां शिष्य पं. इलाचीनिधानगणि तच्छिष्य पं. जीयरत्न तच्छिष्य कमलनंदनमुनिना लिखितमिदम् ॥

—પ્રશસ્તિ. ભા. ૨, પૃ. ૨૨૬.

૧૧૦ જુઓ સાધુસોમ કૃત મહાવીરચરિત્ર ટીકાની પ્રશસ્તિગત નિમ્નલિખિત કાવ્ય—

श्रीखरतरगच्छेशश्रीमज्जिनभद्रसूरिशिष्याणाम् ।
जीरापल्लीपार्श्वप्रभुलब्धवरप्रसादानाम् ॥ १ ॥
श्रीग्यासदीनसाहेर्महासभालब्धवादिविजयानाम् ।
श्रीसिद्धान्तरुचिमहोपाध्यायानां विनेयेन ॥ २ ॥
साधुसोमगणीशेनाक्लेशेनार्थप्रबोधिनी ।
श्रीवीरचरिते चक्रे वृत्तिश्चित्तप्रमोदिनी ॥ ३ ॥

× × × ×

चार्वी चरित्रपञ्चकवृत्तिर्विहिता नवैकतिथि (१५१९) वर्षे ।
हर्षेण महर्षिगणैः प्रवाच्यमाना चिरं जयतु ॥ ९ ॥

પાર્શ્વ પાસેથી પ્રસાદ મેળવ્યો હતો અને માંડવગઢના [૧૧૧]ગ્યાસદીન-શાહની મહાસભામાં વાદિઓનો વિજય પ્રાપ્ત કર્યો હતો.

એમના જન્મ, દીક્ષા, અવસાન, જન્મભૂમિ, કુળ અને માતા-પિતા સંબંધે તપાસ કરવા છતાં ક્યાંય સાધન પ્રાપ્ત થયા નહિ એટલે નિરૂપાય છું. વિજ્ઞપ્તિત્રિવેણીમાં જયસાગરોપાધ્યાયે પણ તેઓનો સિદ્ધાંતરૂચિગણિ એવા સામાન્ય વિશેષણથી તેઓનો નિર્દેશ કર્યો છે તેથી ત્યાર બાદ એમને મહોપાધ્યાય પદ મળ્યું હોય એમ સંભાવના થાય છે.

એમના શિષ્યો—

૧ સાધુસોમ—એમણે સં. ૧૫૧૨માં અમદાવાદમાં ખીમરાજની શાળામાં પુષ્પમાળા પર વૃત્તિ, સં. ૧૫૧૯માં જિનવલ્લભસૂરિકૃત મહાવીરચરિયં— ( ચરિત્ર પંચક ) પર વૃત્તિ અને નંદીશ્વરસ્તવવૃત્તિ ( બાલચંદ્ર યતિ ભં. કાશી ) રચી.

૨ વિજયસોમ—એમની સહાયતાથી માંડવગઢના મંડન શેઠે (મંડન[૧૧૨] કવિએ) શાસ્ત્રસંગ્રહ લખાવ્યો હતો. તેમાંની સં. ૧૫૦૩માં લખાયેલી ભગવતીસૂત્રની પ્રત પાટણના શેઠ હાલાભાઇના ભંડારમાં, દર્શનશુદ્ધિપ્રકરણ વૃત્તિની પ્રત આ. વિ. વી. સૂ. સં. જ્ઞા. ભં. રાધનપુરમાં ( પ્રશસ્તિસંગ્રહ ભા. ૨, પ્રત નં. ૧૫૦), અને ખરતર-ગચ્છીયા સમાચારીની પ્રત જૈ. આ. પુ. સુરત (પ્રશ. ભા. ૨, પ્ર. નં. ૧૫૨ ) માં અદ્યાવધિ સુરક્ષિત દૃષ્ટિગોચર થાય છે.

૩ અભયસોમ—એમના શિષ્ય હર્ષરાજે સંઘપટ્ટક પર લઘુવૃત્તિ રચી ( પી. ૫, ૨૧૫).

---

૧૧૧ માંડવગઢના પાતશાહ ખિલજી મહમૂદના પુત્ર.

૧૧૨ એ પોતે શ્રેષ્ઠ વિદ્વાન્ હતો. એણે વ્યાકરણ, કાવ્ય, સાહિત્ય, અલંકાર, અને સંગીત આદિ વિષયો પર મંડન શબ્દાંકિત અનેક ગ્રંથ લખેલ છે. એની વિદ્યમાનતામાં જ એના મિત્ર મહેશ્વરકવિએ સાત સર્ગમાં કાવ્ય મનોહર રચેલ છે. જેમાં એના પૂર્વજો અને એનો જીવનવૃત્તાંત સંક્ષેપમાં વર્ણવેલ છે

## ૨૦. ઉપા. જયસાગર

નં. ૧૮ માં જણાવેલા ખરતરગચ્છીય જિનરાજસૂરિના શિષ્ય હતા. જિનવર્ધનસૂરિ પાસે વિદ્યાધ્યયન કર્યું હતું, અને શ્રીજિનભદ્રસૂરિએ ઉપાધ્યાય પદ આપ્યું હતું. પ્રહ્લાદનપુર (પાલનપુર-ઉત્તર ગુજરાત) માં ગાલ્હા શ્રાવકની વસતિ (ઉપાશ્રય) માં રહી પોતાના શિષ્ય સત્યરૂચિની પ્રાર્થનાથી સં. ૧૫૦૩માં રચેલા પૃથ્વીચંદ્રચરિત્રની પ્રશસ્તિમાં પોતે નીચે મુજબ ઉલ્લેખ કરે છે—

तत्पट्टशाल्मलिवक्षः स्थलकौस्तुभसन्निभः ।
श्रीजिनराजसूरीन्द्रो योऽभूद् दीक्षागुरुर्मम ॥ ३ ॥
तदनु च श्रीजिनवर्धनसूरिः श्रीमानुदद्‌दुदारमनाः ।
लक्षणसाहित्यादिग्रन्थेषु गुरुर्मम प्रथितः ॥ ४ ॥
श्रीजिनभद्रमुनीन्द्राः खरतरगणगगनपूर्णचन्द्रमसः ।
ते चोपाध्यायपदप्रदानतो मे परमपूज्याः ॥५॥
श्रीजयसागरगणिना तेन मया वाचकेन शुचि वाच्यम् ।
पृथ्वीचन्द्रचरित्रं विरचितमुचितप्रविस्तारम् ॥ ६ ॥
प्रह्लादनपुरनगरे त्रिबिन्दुतिथि (१५०३) वत्सरे कृतो ग्रन्थः ।
गाल्हाश्रावकवसतौ समाधिसन्तोषयोगेन ॥ ७ ॥
अभ्यर्थना सत्यरुचेर्बभूव साहाय्यकारी गणिरत्नचन्द्रः ।
उपक्रमोऽयं फलवान् ममाभून् क्रिया हि साहाय्यकसव्यपेक्षा ॥ ८॥

ઉપાધ્યાયપદ અપાયાનો સંવત્‌ઉલ્લેખ નથી. પરન્તુ અનુમાન થાય છે કે—સં. ૧૪૭૫માં જિનવર્ધનસૂરિને પદભ્રષ્ટ કરી સાગરચંદ્રસૂરિએ શ્રીજિનભદ્રસૂરિને સ્થાપન કર્યા તે સમયે પોતાના પક્ષમાં લેવા એમને ઉપાધ્યાય પદ આપ્યું હોય. કેમકે સં. ૧૪૭૮માં એમણે રચેલી પર્વરત્નાવલીમાં ઉપાધ્યાય વિશેષણ લિખિત જોવામાં આવે છે. એમની સાહિત્યસેવા—

૧. સં. ૧૫૦૩માં પૃથ્વીચંદ્ર ચરિત્ર (વીરબાઇ પાઠશાળા પાલીતાણા; કાં, વડો. નં. ૨૯), સં. ૧૪૭૮માં પાટણમાં ૬૨૧ ગાથાની પર્વરત્નાવલી કથા. (કાં. વડો; બુહ ૪, નં. ૧૬૭). સં. ૧૪૮૪માં સિંધુદેશના મલ્લિકવાહણપુરથી તે વખતે અણહિલપુરમાં ચાતુર્માસ રહેલા ગચ્છનાયક જિનભદ્રસૂરિ પ્રત્યે મોકલેલ વિજ્ઞપ્તિત્રિવેણી, (પ્ર. આ. સભા. ભાવ.) તીર્થરાજીસ્તવન, ઉવસગ્ગહરંસ્તોત્રવૃત્તિ, જિનદત્તસૂરિકૃત ગુરૂપારતંત્ર્યાદિ સ્તવો પર વૃત્તિ, જિનદત્તસૂરિકૃત સ્મરણાસ્તવ પર વૃત્તિ (વિવેક. ઉદે; કાં. છાણી) ભાવારિવારણ પર વૃત્તિ, સં. ૧૪૯૫માં જિનદત્તસૂરિકૃત સંદેહદોલાવલી પર લઘુવૃત્તિ (પ્ર. જિનદત્તસૂરિ ભંડાર ગ્રંથમાળા સૂરત નં. ૯), જિનકુશલસૂરિ ચતુષ્પદી સં. ૧૪૮૭માં ચૈત્યપરિપાટી અને શાંતિજિનાલય પ્રશસ્તિ વગેરે ગ્રંથો રચ્યા. સં. ૧૪૭૩માં જેશલમેરના પાર્શ્વજિનાલયની પ્રશસ્તિ શોધી.

આશાપલ્લીના[૧૧૩] જ્ઞાનકોશ માટે તેમજ પાટણના કોશ માટે એમણે પોતાના ઉપદેશદ્વારા શ્રાવકોને પ્રતિબોધ આપી હજારો પુસ્તકોનું પુનર્લેખન સં. ૧૪૯૫–૯૭ સુધીમાં કરાવ્યું હતું, સં. ૧૪૯૫માં એક શાસ્ત્રની પ્રત એમણે લખાવેલી તે પાટણના ભંડારમાં વિદ્યમાન છે. વિશેષ માટે જુઓ જિનવિ. સંપા. શ્રીવલ્લભરચિત શિલોંછટીકા, વગેરેના આધારે એમની વિજ્ઞપ્તિત્રિવેણીની પ્રસ્તાવના.

---

૧૧૩ હાલમાં જે સ્થાને અહમદશાહે વસાવેલ અમદાવાદ છે તે જ સ્થળે પૂર્વે કર્ણાવતી નગરી હતી. જેનું બીજું નામ આશાપલ્લી હતું.

## શિષ્ય સંતતિનું વૃક્ષ.

—:o:—




[ આ વૃક્ષમાં આપેલી વ્યક્તિઓ સંબંધે કિંચિત્ ઉપલબ્ધ હકીકત.

૧ રત્નચંદ્રોપાધ્યાય—

વિજ્ઞપ્તિત્રિવેણીમાં એમને ક્ષુલ્લક—નવદીક્ષિત જણાવેલ છે તેથી સં. ૧૪૮૪ લગભગમાંજ એમણે દીક્ષા લીધેલી હોવી જોઈએ, અને શાસ્ત્રાભ્યાસમાં સારી પ્રગતિ કરી ટૂંક સમયમાં જ ઉચ્ચકક્ષાએ પહોંચ્યા હશે. યોગ્યતા પ્રાપ્ત કર્યા બાદ ગચ્છપતિ તરફથી એમને ઉપાધ્યાય પદ મળ્યું હશે. ઉપાધ્યાય પદ વિશિષ્ટ ઉલ્લેખો સર્વથી પ્રથમ ૧૫૨૧ની સાલના મળે છે. તેથી તે પહેલાં એટલે ૧૫૧૫ પછી ૭ વર્ષના વચ્ચે એમને ઉપાધ્યાય પદ મળ્યા સંબંધે અનુમાન થઈ શકે છે. પૃથ્વીચંદ્ર ચરિત્રની રચનામાં એમની સહાય હતી. એમના ઉપદેશથી લખાયેલી

સં. ૧૫૨૧ના ઉલ્લેખયુક્ત સિદ્ધહેમ વ્યાકરણની પ્રત પાટણ વાડી-પાર્શ્વનાથના ભંડારમાં છે. એમના અધ્યયન માટે સં. ૧૫૦૧ની ઉલ્લેખયુક્ત ક્રિયારત્નસમુચ્ચયની ખાસ જયસાગરજીના પોતાના હસ્તાક્ષરે લખાયેલી પ્રત પાટણના ભંડારમાં છે.

૨ એમના માટે સં. ૧૫૩૨ માં લખાયેલી પ્રાકૃત વ્યાકરણની પ્રત પાટણના સંઘના ભંડારમાં છે તેના ઉપર સ્પષ્ટ ઉલ્લેખ છે. એમના રચેલા કોઈ પણ ગ્રંથ હજુ સુધી અમારા જોવામાં નથી આવ્યા. જૈ. ગ્રં. પૃ. ૨૯૮માં એમણે બાલશિક્ષા વ્યાકરણ રચ્યાનું જેશલમેરની ટીપમાં જણાવેલ છે.

૩ એમના અધ્યયન માટે લખાયેલ શશધર નામના તર્કગ્રંથની પ્રત હાલાભાઈના ભંડારમાં (પાટણમાં) સંગ્રહિત છે. તેના ઉપર પણ ઉલ્લેખ છે.

૪ એ સારા વિદ્વાન્ હતા. સં. ૧૬૫૪માં બીકાનેર (રાજપુતાના મારવાડ)માં રાજસિંહના રાજ્યમાં એમણે મહેશ્વર કવિ કૃત શબ્દપ્રભેદકોપ ઉપર વિસ્તૃત વૃત્તિ રચી હતી (પી. ૨, ૧૨૪) આ ટીકાની એમના જ ઉપદેશથી સં. ૧૬૫૭માં લખાયેલી (ઉલ્લેખયુક્ત) પ્રત પાટણના સાગરગચ્છના ઉપાશ્રયમાં મોજુદ છે.

૫ ઉપરોક્ત ટીકા રચવામાં એ સહાયક હતા. અને જિનેશ્વરસૂરિ (યા જિનદેવ ?) કૃત શિલોંછનામકોશ પર ટીકા, સં. ૧૬૬૧માં જોધપુરમાં સૂરસિંહના રાજ્યમાં હેમચંદ્રાચાર્યના લિંગાનુશાસનપરની દુર્ગપ્રબોધનામની વૃત્તિ (કાં. છાણી) વે. નં. ૧૬૯૨, સં. ૧૬૬૭ માં અભિધાનનામમાલા પર સારોદ્ધાર નામની વૃત્તિ રચી હતી, વિશેષ ધ્યાન ખેંચે તેવી વાત તો એ છે કે પોતે ખરતરગચ્છના હોવા છતાં અને તપાગચ્છ સાથે ઝઘડા ચાલતા હોવા છતાં તપાગચ્છના આચાર્ય વિજયદેવસૂરિની સ્તુતિરૂપે ૧૯ સર્ગમાં સં. ૧૬૯૯ માં પુરું કરેલું વિજયદેવસૂરિ મહાત્મ્ય ટુંકી ટીકા સહિત રચ્યું (બુહ્ ૩, નં. ૧૫૬; પ્ર.

જૈન સા. સં. સમિતિ). અને જિનમાણિક્યસૂરિ[૧૧૪] રાજ્યે રચેલું અરનાથસ્તુતિ સવૃત્તિ (બુહ્. ૪. નં. ૨૨૬) નામે ટુંકુ કાવ્ય ઉપલબ્ધ થાય છે.

૬ એ પણ સારા વિદ્વાન્ હતા. એમણે જેશલમેરના સંભવનાથમંદિરની પ્રશસ્તિ રચી છે. અને વિ૦ ત્રિ. માં પૃ. ૬૧–૬૩ સુધીમાં એમણે રચેલાં ચિત્રકાવ્યો નજરે પડે છે. તે ઉપરાંત સં. ૧૪૮૫ માં ઠા. સારંગે લખાવેલી શીલાચાર્યકૃત આચારાંગવૃત્તિ (સં. ૧૪૯૨માં એમણે શોધેલી) ની પ્રત. જે. નં. ૩૩૬ જણાવેલ છે. સં. ૧૪૯૫ માં એમણે સ્વગુરુકૃત સંદેહદોલાવલીની પ્રથમ પ્રતિ લખી હતી.

૭ એમણે પોતાની બાલ્યાવ્યસ્થામાં પ્રાથમિક કૃતિ તરીકે ઉત્તમચરિત્ર કથા રચી. (વે. નં. ૧૭૦૨) જેનું સંશોધન ચારિત્રસારોપાધ્યાયે કર્યું હતું.

૮ એમની અભ્યર્થનાથી જ પૃથ્વીચંદ્રચરિત્ર રચાયું હતું.

જયસાગર નામની બીજી પણ વ્યક્તિઓ થયેલી છે. જેમકે—

૧ સં. ૧૪૮૨માં વયરસ્વામી ગુરૂરાસના કર્તા.

૨ સં. ૧૬૮૧ના પ્રથમ ચૈત્ર વદિ ૫ ગુરૂવારે સ્વર્ણગિરિ ઉપર મહાવીરબિંબની પ્રતિષ્ઠા કરાવનાર, તપા૦ મહોપાધ્યાય વિદ્યાસાગરગણિ શિષ્ય પં. સહજસાગરગણિના શિષ્ય. (જિન. લે. ૩૫૪–૩૫૮) વગેરે. પરંતુ એમના વિશેષ ગ્રંથો ઉપલબ્ધ થતા નથી.

૧૧૪ જન્મ સં. ૧૫૪૯, કુક્કડ ચોપડા ગોત્ર, શાહ જીવરાજ પિતા. પદ્માદેવી માતા. સં. ૧૫૬૦ દીક્ષા. સં. ૧૮૫૨ના ભાદ્રવા વદિ ૯ દિને શાહ દેવરાજે કરેલા નંદીમહોત્સવ પૂર્વક પદસ્થાપના સં. ૧૫૯૩માં બીકાનેરવાસી વચ્છાસુત મંત્રી કર્મસિંહે કરાવેલા નેમિનાથના ચૈત્યમાં બિંબ પ્રતિષ્ઠા કરી. સં. ૧૬૧૨ના અષાડ સુદિ ૫ દિને જેશલમેરમાં જળના અભાવે પિપાસા પરિસહથી એમનો સ્વર્ગવાસ થયો. એમના પ્રતિમાલેખ સં. ૧૮૫૩–૯૩–૯૮ બુ. ૧, સં. ૧૮૫૪ બુ. ૨, સં. ૧૬૦૬ના ૨.

પ્રસ્તુત ઉપાધ્યાયજી જબરા સાહિત્યોપાસક હતા એટલે અહિં પૃ.૯૯ ઉપર મુદ્રિત સ્વોપજ્ઞાવચૂરિ યુક્ત પાર્શ્વસ્તોત્રમાં ગુર્વાદિ ઉલ્લેખ ન હોવા છતાં હું એમની જ કૃતિ ધારૂં છું. અન્યાય અપાતો હોય તો વિદ્વાનો ક્ષમા કરે.

## ૨૧ જિનસમુદ્રસૂરિ.

આ આચાર્ય જિનચંદ્રસૂરિ (૫) ના શિષ્ય હતા. જન્મસંવત ૧૫૦૬, બાહડમેરવાસી પારેખગોત્રીય દેકાશાહ પિતા. દેવલદેવી માતા. સં. ૧૫૨૧માં દીક્ષા. સં. ૧૫૩૦ મહા સુદિ ૧૩ ના રોજ જેશલમેરવાસી સંઘપતિ સોનપાળે કરેલા નંદીમહોત્સવપૂર્વક શ્રીજિનચંદ્રસૂરિએ પોતાના હાથે સૂરિમંત્ર આપી સૂરિપદ ઉપર સ્થાપિત કર્યા હતા. સં. ૧૫૫૫મા અમદાવાદમાં દેવલોક પામ્યા.

સં. ૧૫૩૬માં એમણે જેશલમેરના કર્ણદેવરાજ્યે અષ્ટાપદ પ્રાસાદમાં પ્રતિષ્ઠા કરી. જુઓ જે. પરિ ૫ એમના પ્રતિમા લેખ સં. ૧૫૪૭–૪૯ બુ. ૧, સં. ૧૫૩૬–૩૭–૪૮–૫૧–૫૩ના ૧; સં. ૧૫૫૩ અને સં. ૧૫૫૫ના ૨, સં. ૧૫૩૬ જિ. ૨.

શિષ્યો—

૧ જિનહંસસૂરિ[૧૧૫]—જન્મ સંવત્ ૧૫૨૪. પિતાશાહ મેઘરાજ માતા કમળાદેવી. ગોત્ર ચોપડા. સં. ૧૫૩૫ માં દીક્ષા. સં. ૧૫૫૫

---

૧૧૫ એમના શિષ્ય પુણ્યસાગરે સં. ૧૬૦૪માં જેશલમેરમાં સુબાહુ સંધિ, સં. ૧૬૪૦ માં જિનવલ્લભસૂરિકૃત પ્રશ્નોત્તર કાવ્યની વૃત્તિ, અને સં. ૧૬૪૫ માં જેશલમેરમાં ભીમરાઉલ રાજ્યે જંબુદ્વીપપ્રજ્ઞપ્તિ પર વૃત્તિ રચી (ગુ. પોથી નં. ૧૨; જે. પ્ર. ૧૯) કે જેમાં તેમના શિષ્ય સં. ૧૬૪૪ (૧૬૩૪) માં ભુવનહિતાચાર્યકૃત રૂચિત દંડક સ્તુતિ પર વૃત્તિ (જે. પ્ર. ૧૯; વિવેક વિ. ઉદે.) ના કર્તા પદ્મરાજે સહાય આપી હતી. ને તેની પ્રથમાદર્શ પ્રતિ પદ્મરાજના શિષ્ય જ્ઞાનતિલકે લખી. આ જ્ઞાનતિલક તેજ કે જેણે સં. ૧૬૬૦ માં દીવાળીને ગૌતમકુળકવૃત્તિ રચી (જે. પ્ર. ૧૯; ગુ. નં. ૪૮–૩૫) રચી.

અમદાવાદમાં પદસ્થાપના સં. ૧૫૮૨ પાટણમાં સ્વર્ગવાસ થયો. એમના પ્રતિષ્ઠા લેખો સં. ૧૫૫૭ શુ. ૧, સં. ૧૫૫૮–૬૦–૬૩–૬૫–૬૮–૭૬ ના. ૧, સં. ૧૫૫૯–૬૨ ના. ૨. એમણે સં. ૧૫૮૨ માં શીલાંકાચાર્ય કૃત સવિસ્તર વૃત્તિને દુર્વિગાહ સમજી સભ્યોના અનુગ્રહથી વ્યાખ્યાતાઓ માટે સુખાવહ એવી આચારાંગ સૂત્ર પર દીપિકા રચી. (પી. ૪, ૭૩ પ્ર. ધ. બાબુ)

૨. સાગરચંદ્રસૂરિ—એમના શિષ્ય રત્નકીર્તિ–સમયભક્તના શિષ્ય પુણ્યનંદિએ સં. ૧૫૮૨માં રૂપકમાળા રચી.

એમના પ્રતિષ્ઠાલેખાંક સં. ૧૫૩૬. જિન વિ. ૨,૪૧૬.

ઉદેપુરસ્થ શાંતિનાથ જિનસ્તોત્ર કડી ૨૧, પાર્શ્વનાથ ગીત, વિધિ ચૈત્રી પૂર્ણિમાગર્ભિત શત્રુંજય તીર્થ સ્તવન, પંચમીસ્તવરૂપક વર્ધમાન જિનસ્તોત્ર સં. ૧૬૯૮ માં સમીયાણા નગરે, સ્થૂલિભદ્ર સઝાય બે (૧૪–૧૭ કડીની) જીવ અને કરણીનો સંવાદ. પંચમી સ્તોત્ર કડી ૯. ચંદ્રોપમાગર્ભિત પાર્શ્વનાથ સ્તવ ૧૩ કડી, સીમંધરસ્વામી વિનતીસ્તોત્ર સં. ૧૬૯૮ શિવાણામાં, અધ્યાત્મ પચ્ચીશી વગેરેના રચયિતા જિનસમુદ્ર પણ જિનચંદ્રસૂરિના શિષ્ય છે, પરંતુ તે ખરતર-ગચ્છની ચોથી વેગડશાખાના હોવાથી એમનાથી ભિન્ન છે.

## ૨૨ રત્નકીર્તિ.

અહીં પૃ. ૪૦ ઉપર મુદ્રિત શ્રી પાર્શ્વજિનસ્તોત્રના અંતે–

સિરિમુણિસમુદ્દસુહગુરુસીસેણં રયણકિત્તિણા રઇયં ।
ભવિયાણ મંગલકરં સંથવણં પાસનાહસ્સ ॥

આ પ્રમાણેનો ઉલ્લેખ છે, પરંતુ બારીક તપાસ કરવા છતાં મુનિસમુદ્ર શબ્દ નજરે પડતો નહિ હોવાથી, અનુમાન થઇ શકે છે કે ઉપરોક્ત જિનસમુદ્રસૂરિના શિષ્ય સાગરચંદ્રનું ટુંકું પર્યાય વાચી નામ સમુદ્ર શબ્દથી દર્શાવવામાં આવ્યું હોય. એમના અંગે બીજી કાંઇ પણ હકીકત ઉપલબ્ધ નહિ થવાથી તેમજ અન્ય કોઈ કૃતિ પણ દૃષ્ટિગોચર નહિ થવાથી તેમના નામોલ્લેખ સિવાય બીજું કાંઇ વર્ણન આપી શકાયું નથી.

## ૨૩ ઉદયધર્મ

આ મહાત્મા બૃહત્તપાગચ્છીય[૧૧૬] રત્નાકરસૂરિની પરંપરામાં સમુદ્રસૂરિ અભયસિંહસૂરિ[૧૧૭]—જયતિલકસૂરિ[૧૧૮]—

---

૧૧૬ આ આચાર્ય નામ પ્રમાણે ગુણવાળા હતા અને એમના નામથી તપગણ રત્નાકરગચ્છથી ખ્યાતિ પામ્યો, સ્તંભતીર્થવાસી વ્યવહારી શાહ શાણરાજે ગિરનાર પર વિમળનાથ પ્રાસાદ બંધાવ્યો તેમાં આપેલી પ્રશસ્તિમાં જણાવ્યું છે કે—'તેમની પાસેથી ધર્મપ્રાપ્તિ કરી પૃથ્વીધરે (પેથડે) ૯૨ વિહાર બંધાવ્યા, તથા સિદ્ધાચલ પર હેમકળશવાળું ઋષભનાથ મંદિર બંધાવ્યું. ગિરનાર પર હેમમય ધ્વજા ચઢાવી. સમરશાહે કરાવેલી શત્રુંજયના મૂલનાયક ઋષભદેવની પ્રતિમાની આ આચાર્યે સં. ૧૩૭૧માં પ્રતિષ્ઠા કરી હતી. એમના પછી રત્નપ્રભ—મુનિશેખર—ધર્મદેવસૂરિ—જ્ઞાનચંદ્ર આચાર્યો થયો.

૧૧૭ ગિરનાર પ્રશસ્તિના આધારે ઉપરોક્ત જ્ઞાનચંદ્રસૂરિની પાટે આ આચાર્ય આવ્યા હતા. પરન્તુ પટ્ટાવલીઓના કથન પ્રમાણે ધર્મદેવસૂરિની પાટે આ આચાર્ય છે. એમણે મહાવીર તપ કર્યું હતું. કહ્યું છે કે—

अभूच्चरमतीर्थकृतः समस्तमास्वत्तपाः।
ततस्तपमहोदयस्त्वभयसिंहसूरिर्गुरुः ॥

આચાર્યપદ લીધા પછી છએ વિકૃતિઓને તેઓએ ત્યજી હતી, વળી પંચપંચાશત્ આચામ્લ (આંબિલ) તપ નિરંતર ત્રીજે વારે કરતા હતા અને દુઃસાધ્ય એવું અંગવિદ્યાનું પુસ્તક અર્થસહિત સારી રીતે વાંચ્યું હતું. પટ્ટાવલીઓમાં કોઇ સ્થળેથી ઉદ્ધૃત કડીઓ નીચે મુજબ દૃષ્ટિગોચર થાય છે—

આબૂ તારણ ગઢ ગિરિહિં, છઠ્ઠ કિયા ઇગવીસ,
વિમળાચલિ સિત્તરિ કિયા, રેવઇ ગિરિ અડવીસ. ૧

રત્નસિંહસૂરિના ૧૧૯શિષ્ય હતા એ શ્રેષ્ઠ કવિ અને પ્રખર વિદ્વાન હતા. તથાપિ એમના કોઈ બૃહત્ પ્રમાણ ગ્રંથ દષ્ટિગોચર થતા નથી. તેમજ અન્ય રાસાદિ સાધન પણ પ્રાપ્ત થયા નથી જેથી એમના જીવન પરિચય માટે જિજ્ઞાસા અપૂર્ણ જ રહે છે.

---

શિવકુમારના છઠ્ઠ કિય, દો સય એગુણતીસ,
દુસમ દુવાલસ વિવિધ તપ, સોસિય તણુ નિસદીસ. ૨
તપ સિંગાર અલંકિય દેહં, નિમ્મલ ચરણ કરણ વર ગેહં,
અભયસિંહસૂરિ હરિસિયં, કરિયસુ તપ છ માસી વરસિયં. ૩
ષટ્ પદ વરસી તપસિરિ, મુકુટ બેઉ છમ્માસી,
કુંડળ ચઉમાસી દોમાસી, હાર અદ્ધ હારસુ,
નિમ્મલ ભદ્દ મહાભદ્દ બેઉ બાહિરખા વખાણું,
પ્રતિમા સર્વતોભદ્ર હૃદય, સિરિવચ્છુ જાણું,
અંબિલ નિરંતર પંચ સઈ, મહારયણમય હાર ખપ;
સિરિ અભયસિંહસૂરિહિં ગુરિ, કિદ્ધ દેહસિણગાર તપ. ૪

૧૧૮ એ આચાર્ય ચારિત્રપ્રભના શિષ્ય હતા. કપર્દિયક્ષે એમનો મહિમા પ્રગટ કર્યો હતો. અનેક આચાર્ય, ઉપાધ્યાય, પંન્યાસ, મુનીશ્વર, મહત્તરા વગેરે ૨૨૦૦ સાધુસાધ્વીના પરિવારવાળા, ૨૧ વાર શત્રુંજયાદિ તીર્થયાત્રા કરનાર, ૧૨૫ શ્રાવકને સંઘપતિનું તિલક આપનારા થયા. એમણે ત્રણ આચાર્ય બનાવ્યા. ધર્મશેખરસૂરિ, માણિક્યસૂરિ, રત્નસાગરસૂરિ, તે પછી કરેલા ચોથા આચાર્ય સંઘતિલકસૂરિ પ્રભાવક થયા કે જેણે નિર્વિકલ્પ સૂરિમંત્ર કલ્પ કાઢ્યો. પ્રતિમા લેખ સં. ૧૪૫૯ શુ. ૨. સં. ૧૪૫૬માં સ્તંભતીર્થમાં બૃહત્પૌષધશાળામાં એમણે અનુયોગદ્વાર ચૂર્ણિનો ઉદ્ધાર કરાવ્યો (પી. ૩, પરિ. પૃ. ૧૮૫. પી. ૫. પરિ. પૃ. ૫૩) તે પ્રતને છેવટે લખેલ છે કે–સંવત્ ૧૪૫૬ વર્ષે શ્રીસ્તમ્ભતીર્થે બૃહત્પૌષધશાલાયાં ભટ્ટારક શ્રીજયતિલકસૂરિણા અનુયોગદ્વારચૂર્ણિ ઉદ્ધારઃ કારાપિતઃ ॥ અને તે જ વર્ષે એમના ઉપદેશથી કુમારપાલપ્રતિબોધની પ્રત તાડપત્ર પર લખાઈ.

અત્યારે ઉપલબ્ધ થતા એમણે રચેલા ગ્રંથો—

વાક્યપ્રકાશ ઔક્તિક રચના સં. ૧૫૦૭ સિદ્ધપુરમાં ( ગુ. તં.

(પી. ૫. ૩૯૬) એ બન્ને પ્રતો પાટણભંડારમાં મૌજુદ છે. એમના શિષ્ય **દયાસિંહગણિએ** સં. ૧૫૨૯માં ક્ષેત્રસમાસપર ગુજરાતી ભાષામાં બાલાવબોધ રચ્યો.

મલયાસુંદરી ચરિત્ર ( પ્ર. દે. લા. ) સુલસાચરિત્ર. (પ્ર. હી.હં.) સુપાર્શ્વચરિત્ર, મહાબલચરિત્ર રચ્યું તે ઉપરાંત શ્રીવીતરાગસ્તવ, ઋષભજિનસ્તવ હરિવિક્રમચરિત્ર (પ્ર. ભુવન વિ.) વગેરે ગ્રંથો રચ્યા.

૧૧૯ ગિરનાર પ્રશસ્તિના શ્લો. ૭૭થી ૮૨ સુધીમાં એમના અંગે નીચે મુજબ ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. એમણે સં. ૧૫૦૯ માઘ સુદિ ૫ને દિને વિમળનાથના પ્રાસાદમાં ગિરનાર પર પ્રતિષ્ઠા કરી.

સં. ૧૪૫૨માં સ્તંભતીર્થમાં **શાણરાજે** કરેલા ઉત્સવપૂર્વક **જયતિલકસૂરિએ** એમણે આચાર્યપદારૂઢ ક્ર્યા હતા.

**શાણરાજની** વંશાવલી વગેરે હકીકત ગિરનાર પ્રશસ્તિના ૬થી ૩૭ સુધીના શ્લોકોથી નીચે મુજબ મળે છે—

‘ **પૂના-જગત્-વાઘણનો** પુત્ર **વિક્રમાદિત્ય** થયો કે જેણે તિમિરિપુર (મારવાડ—જોધપુર રાજ્યમાં આવેલ તિંવરી)માં પાર્શ્વનાથનું ઉંચુ વિશાળ મંદિર બંધાવ્યું. તેના પુત્ર **માલદેવે** સંઘ કાઢી શત્રુંજય ને ગિરિનારની યાત્રા કરી સંઘપતિ બિરૂદ મેળવ્યું. તેના પુત્ર **વયરસિંહને** ભાર્યા **ધવળદેથી** પાંચ પુત્ર થયા. ૧ **હરપતિ.** ૨ **વયર.** ૩ **કર્મસિંહ.** ૪ **રામ,** ૫ **ચંપક. હરપતિને** બે ભાર્યા નામે **હેમાદે** અને **નાયલદેથી** ૭ પુત્રો **સજ્જનાદિ** થયા. અને **હરપતિએ** સં. ૧૪૪૨માં પડેલા દુષ્કાલમાં બહુ અન્ન વસ્ત્ર દાન કર્યું. પિપ્પલકું ગામના રહીશોને ત્યાંના અધિપે બંદીવાન કર્યા હતા તે છોડાવ્યા. ગૂર્જરપાતશાહ પાસે સારી ખ્યાતિ મેળવી. અને **જયતિલકસૂરિના** ઉપદેશથી સં. ૧૪૪૯માં ગિરનાર પર નેમિપ્રાસાદનો ઉદ્ધાર કર્યો. પાતશાહનું ફરમાન લઈ ૭ દેવાલય સાથે સિદ્ધગિરિ અને

૪૬૦૫ પ્ર. જૈન શ્રેયસ્કર મંડળ-મહેસાણા.), દ્વાત્રિંશદ્દલકમળબંધ સપ્તમન્ત્રિદર્શન મહાવીર સ્તોત્ર (પૂના રાજ્યવિજય સંગ્રહ, પ્ર. જૈન

ગિરનાર પર સંઘ લઈ યાત્રા કરી. સં. ૧૪૫૨માં સ્તંભતીર્થમાં જયતિલકસૂરિએ રત્નસિંહને આચાર્યપદ આપ્યું તેનો મહોત્સવ કર્યો. રત્નચુલા સાધ્વીને મહત્તરાપદ આપ્યું. તેના ઉક્ત પુત્ર **સજ્જનસિંહ**ને કૌતુગદેથી **શાણરાજ** નામનો પુત્ર થયો જેણે પોતાની બહેન કર્માદેવીના શ્રેયાર્થે મહેશાણામાં ઋષભદેવનો પરિકર રચાવ્યો, મોઢેરા પુર વાસી દ્વિજ ને તથા વણિક જાતિના બંદીવાનોને છોડાવ્યા. ગિરનાર પર વિમળનાથ પ્રાસાદ બધાવ્યો અને ચાર ગૂર્જર પાતશાહ (અહુમ્મદાદિ) પાસે સારૂ માન મેળવ્યું. પ્રસ્તુત શાણરાજે આ આચાર્યના ઉપદેશથી સાતક્ષેત્રમાં ધન ખર્ચ્યું. એ સૂરિએ ગિરિપુર (ડુંગરપુર) નગરમાં ધીયાવિહાર નામના ઋષભદેવ પ્રાસાદમાં ૧૨૫થી અધિક મણના પિત્તલના સપરિકર ઋષભદેવ બિંબની ચૈત્ય પ્રતિષ્ઠા કરી, કોટનગરમાં પિત્તલમય સંભવજિન બિંબ અને પ્રાસાદની પ્રતિષ્ઠા કરી. એમ માલવક, મેદપાટ, ખડગ, વાગડ, ગુર્જર, સૌરાષ્ટ્ર, કુંકણ, દક્ષિણાપથ વગેરે દેશોમાં સ્થાને સ્થાને આ આચાર્યે પ્રતિષ્ઠિત કરેલાં ચૈત્ય બિંબો જોવામાં આવે છે.

અમદાવાદના સુલતાન બાદશાહ **અહુમ્મદને** પ્રતિબોધી શાસનોન્નતિ કરી હતી, કહ્યું છે કે—

तत्पट्टे सूरयः शश्वद् रत्नसिंहा दिदीपिरे ।
सद्भ्यः स्वेष्टप्रदानेन यैर्लब्ध्या गौतमायितम् ॥
जायेते स्माहम्मदावादाधिपः शाहिरहिम्मदः ।
तं प्रबोध्य महीपीठे चक्रिरे शासनोन्नतिम् ॥

એમના પ્રતિમાલેખો—સં. ૧૪૮૯, ૧૫૧૦-૧૧-૧૨-૧૩ ના. ૨, સં. ૧૪૮૧-૮૯-૧૫૧૩ ના, ૧, સં. ૧૪૫૯ (?) ૮૪-૫-૮૭-૮૮-૯૩-૧૫૦૦-૦૩-૦૪-૦૫-૦૮-૦૯-૧૦-૧૧-૧૪-૧૫-૧૭-

સ્તોત્ર સમુચ્ચય. નિ. સા.) આદિજિનસ્તવન-ચિત્રકાવ્ય. કાવ્ય ૨૪, અને આ વિભાગમાં મુદ્રિત જિરાપલ્લી મંડન પાર્શ્વજિનસ્તવન વગેરે.

આ નામની બીજી પણ વ્યક્તિઓ થઇ છે તે આ પ્રમાણે—

૧ બૃ. ત. રત્નાકર પક્ષના **જ્ઞાનસાગરસૂરિ** શિષ્ય અને સં. ૧૫૨૫માં મંગળકળશ રાસના રચયિતા **મંગળધર્મના** ગુરૂ.

૨. સં. ૧૫૪૩માં મલયસુંદરી રાસ તથા સં. ૧૫૫૦માં કથા બત્રીસીના કર્તા. આગમગચ્છીય (**મતિ**) **સુનિસાગર** શિષ્ય.

૩ તપાગચ્છીય **લાવણ્યધર્મના** શિષ્ય—જેમણે સં. ૧૬૦૫માં **વિજયદાનસૂરિ** રાજ્યે ઉપદેશમાળાની ૫૧મી પ્રાકૃત ગાથા (**दोससय-मूलजालं**)ના ૧૦૦ અર્થ કરી શતાર્થી રચી. (કાં. વડો; હાલા. પાટણ),

એમની શિષ્ય પરંપરાને અંગે પણ કંઈ માહિતી મળી નથી. કેટલાક ગુરૂબંધુઓની હકીકત મળે છે. તે અહિં રજુ કરૂં છું—

૧ **ચારિત્રસુંદર**—એમણે સં. ૧૪૮૪(૭)મા સ્તંભતીર્થ-ખંભાતમાં શીલદૂતકાવ્ય (( બુહ્ ૨ નં. ૩૧૬, પ્ર. ય. ગ્રં. નં. ૧૮),

---

૧૮-બુ. ૧, સં. ૧૪૯૧-૮૬-૮૮-૧૫૦૩-૦૭-૦૯-૧૦-૧૧-૧૩-૧૬-૧૭ બુ. ૨.

સુલતાન અહમ્મદશાહે સં. ૧૫૦૯ માઘ સુદી ૫ દિને આ આચાર્યના પગની પૂજા કરી હતી. કહેવાય છે કે-'રત્નસિંહસૂરિ ૧૬ વર્ષ સુધી પૃથ્વીમાં વિચરતા હતા, તે સમયે અહમ્મદ બાદશાહે અહમ્મદનગર વસાવ્યું, તેને પત્થરનો દુર્ગ બંધાવ્યો, તે દુર્ગમાં ૬૪ કોષ્ટક (કોઠા) કર્યા હતા. તેમાં ૬૪ જોગણીનો નિવેશ થયો. રાત્રે સુરત્રાણ પલંગ પરથી ભૂમિ પર પડતો. આથી સુલતાનના વચનથી બધા જૈન દર્શનીઓને દેશ બહાર કર્યા, અહિં રાજનગર—અમદાવાદમાં શેઠ શ્રીમાલી ભાઇઓ વ્યવહારી **રત્ના કેતા** નામના **રત્નસિંહસૂરિના** ભક્ત રહેતા હતા. તે સમયે સુરત્રાણે સર્વ અન્ય દાર્શનીકોને બોલાવી પુછ્યું કે યોગિનીનો ઉપદ્રવ નિવારનાર કોઈ છે ?

દશસર્ગમય કુમારપાલ ચરિત મહાકાવ્ય ( પ્ર. આ. સભા નં. ૫૭), મહીપાલચરિત્ર, આચારોપદેશ, ધર્મચૂલા સાધ્વી સ્વાધ્યાય. ( પ્ર. જૈ. ઐ. ગૂ. કા. સંચય. પૃ. ૨૧૫ નં. ૨૫) આદિજિનસ્તવ ( સાવચૂરિક ) આદિ રચ્યા.

૨ દયાસિંહ—એમણે સં. ૧૪૯૭માં સંગ્રહણીસૂત્ર પર અને સં. ૧૫૨૯ માં ક્ષેત્રસમાસ પર બાલાવબોધ રચ્યો.

૩ **માણિક્યસુંદરગણિ**—સં. ૧૫૦૧ માં મલધારી હેમચંદ્રસૂરિકૃત ભવભાવનાસૂત્ર પર દેવકુલપાટકમાં બાલાવબોધ રચ્યો.

એમના પ્રતિષ્ઠાલેખ સં. ૧૫૧૯ ના. ૧, સં. ૧૫૨૧ ના. ૨, સં. ૧૫૧૪-૧૯-૨૧ બુ. ૧, સં. ૧૫૧૯-૨૧ બુ. ૨.

૪ ઉદયવલ્લભ—એમના શિષ્ય **જ્ઞાનસાગરસૂરિએ** સં. ૧૫૧૭માં વિમળનાથચરિત્ર રચ્યું. ( કાં. વડો; ગૂ. ભા. પ્ર. આ. સભા.) એમના પ્રતિષ્ઠાલેખ-સં. ૧૫૨૫-૨૮ના. ૨, સં. ૧૫૩૨-૩૬-૪૯-૫૧ના. ૧, સં. ૧૫૨૦-૨૩-૨૪-૨૭-૨૮-૩૧ બુ. ૧, સં. ૧૫૨૪-૨૭-૨૮-૨૯-૩૦-૩૧ બુ. ૨; સં. ૧૫૦૦ જિન. ૨.

તેઓએ અનેક ઉપાયો બનાવ્યા પરન્તુ એકે ઉપાયથી આ ઉપદ્રવ શમ્યો નહિ, છેવટે આ આચાર્યે શાંત કર્યો તેથી બાદશાહ તેઓનો ભક્ત બન્યો હતો. (અહમ્મદનું રાજ્ય સં. ૧૪૫૪-૧૪૮૫, વર્ષ ૩૨, અહમ્મદાવાદની સ્થાપના સં૦ ૧૪૬૮ વૈશાખ વદિ ૭ રવિ પુષ્યે).

એકોનપંચાશત્ પ્રકરણસંગ્રહ ( પ્ર. ઋ. કે. રતલામ ) માં મુદ્રિત પ્રકરણોના રચયિતા ધર્મચંદ્રના શિષ્ય હોવાને લીધે એમનાથી ભિન્ન સમજવા.

* શ્રી નયસુંદર કવિ નલદમયંતી ચરિત્રમાં જણાવે છે કે—

હેમશાકુળ રત્નાકરસૂરિ, પ્રગટ્યા જિસ્યું સુરસૂરિ. ૨.
મુનિશેખર દેવ દેવ મુણિંદ, અભયસિંહ તપસી સૂરિંદ.
તેહના તપનું ન લહું પાર, શ્રીજયતિલકસૂરિ ગુણધાર. ૩.
રત્નસિંહ શ્રી સદ્ગુરુ તણા, અહમ્મદશાહ ગુણ બોલિ ઘણા.
પાતશાહ પ્રતિબોધક સૂરિ, સમભાવ વંદુ મદ ચૂરિ. ૪.

૫ શિવસુંદર—આ મહર્ષિ સમર્થ વિદ્વાન્ હતા તે ઉપરાંત સુવર્ણસિદ્ધિ વગેરે લબ્ધિના પણ પાત્ર હતા—જુઓ નીચેનો ઉલ્લેખ-

શિષ્ય તેહ પંડિત મુખ્ય, શ્રીશિવસુંદર ગ્રંથઈ દક્ષ.
હેમસિદ્ધિ વિદ્યાનું ધણી, બીજી લબધિ સુંણીજી ઘણી.
શ્રીગિરનારિ પાજ બંધાઈ, તુ જુતે ગુરૂ સહૂઉ પસાઈ.
**શિવસુંદરી** પાજનું નામ, આજ લગિં દીસઇ અભિરામ.

—સં. ૧૬૬૨ કનકસુંદરકૃત કર્પૂરમંજરી રાસ પ્રશસ્તિ.

૬ હેમસુંદર—એમનું નામ ગિરનાર પ્રશસ્તિમાં જોવામાં આવે છે.

વૃક્ષ—

રત્નસિંહસૂરિ.

ઉદયધર્મ | ચારિત્રસુંદર | દયાસિંહ | માણિક્યસુંદર | ઉદયવલ્લભ | શિવસુંદર | હેમસું[દર]

ઉદયવલ્લભ → જ્ઞાનસાગરસૂરિ → ઉદયધર્મ. → મંગળધર્મ.

## ૨૪ શ્રીદેવસુંદરસૂરિ.

તપાગચ્છના ૪૯ મા પટ્ટધર હતા. જન્મ સં. ૧૩૯૬, વ્રત સં. ૧૪૦૪ મહેશ્વરગ્રામમાં, સૂરિપદ સં. ૧૪૨૦ અણહિલપુરપત્તનમાં.

એમના આદેશથી સં. ૧૪૬૬ માં ગુણરત્નસૂરિએ ક્રિયારત્ન સમુચ્ચય રચ્યો (પી. ૬, ૧૭ ને ૧૯; પ્ર. યશો વિ. ગ્રં. નં. ૧૦ અને તેજ વર્ષમાં **મુનિસુંદરસૂરિએ** ત્રિદશતરંગિણી નામે વિજ્ઞપ્તિગ્રં એમની સેવામાં મોકલ્યો હતો. એમના પ્રતિષ્ઠાલેખો—સં. ૧૪૫૮ ન ૨, સં. ૧૪૬૬ શુ. ૧,

કૃતિ—સાધારણ જિનસ્તવન ( પ્ર. જૈ. સ્તો. સં. ભા. ૧ ), ઉત્તમઋષિ સંસ્મરણા ચતુષ્પદી, પાર્શ્વજિનસ્તવન (ભા. ૨, પૃ. ૯૫), વગેરે.

એમણે અનેક પુસ્તકો તાડપત્ર પર હતાં તેને કાગળ ઉપર લખાવી તેનો પુનરૂદ્ધાર કર્યો હતો. એમની આજ્ઞાથી સં. ૧૪૪૪માં એક શ્રાવિકાએ જ્યોતિઃકરંડકવૃત્તિ, તીર્થકલ્પ, ચૈત્યવંદનચૂર્ણિ આદિ તાડપત્ર પર લખાવ્યાની નોંધ છે. ( જુઓ કાં. છાણી ભં. માની એક વૃત્તિની પ્રતની પ્રશસ્તિ ).

એમના શિષ્ય—

૧ જ્ઞાનસાગર—જન્મસં. ૧૪૦૫, દીક્ષા, સં. ૧૪૧૭, સૂરિપદ સં. ૧૪૪૧, સ્વર્ગ૦ સં. ૧૪૬૦ એમના રચેલા ગ્રંથો. સં ૧૪૪૦માં આવશ્યકસૂત્રપર અવચૂર્ણિ, સં. ૧૪૪૧માં ઉત્તરાધ્યયનસૂત્ર પર અવચૂર્ણિ ( પી. ૨, નં ૨૮૪ ), ઓઘનિર્યુક્તિપર અવચૂર્ણિ ( બુદ્. ૭, નં. ૧૯ ), મુનિસુવ્રતસ્તવન, ઘનૌઘ નવખંડ પાર્શ્વનાથસ્તવન. (પ્ર. જૈ. સ્તો. સં. ભા. ૧) શાશ્વતચૈત્યસ્તવન વગેરે.

૨ કુળમંડન—જન્મ સં. ૧૪૦૯, વ્રત ૧૪૧૭, સૂરિપદ ૧૪૪૨, સ્વર્ગ ૧૪૫૫ના ચૈત્રમાં. એમણે રચેલા ગ્રંથો—સં. ૧૪૪૩ ( રામાબ્ધિ શક્ર ) માં વિચારામૃત સંગ્રહ ( કાં. વડો. ), પ્રવચન પાક્ષિકાદિરૂપ અધિકારવાળા આલાપક નામે સિદ્ધાંતાલાપકોદ્ધાર,[૧૨૦] પ્રજ્ઞાપનાવચૂર્ણિ, પ્રતિક્રમણસૂત્રાવચૂરિ, કલ્પસૂત્રાવચૂરિ ( લી. ભાવ. ), પ્રા. કાયસ્થિતિસ્તોત્ર પર અવચૂરિ ( વે. નં ૧૯૦૨, પ્ર. આ. સભા. સં. ૬૬૮) વિશ્વશ્રીદ્ધ૦ અષ્ટાદશારચક્રબંધસ્તવ ( જૈન. સ્તો. સમુ. પૃ. ૮૭) ગરીયોગુણ૦ હારબંધસ્તવ ( પ્ર. યશોવિ. ગ્રં. ), અને કાલ્પબંધ ચોપઇ વગેરે.

---

૧૨૦ શ્રુતગતવિવિધાલાપક સમુદ્ધર્તાઃ સમભવંશ્ચ સૂરીન્દ્રાઃ કુલમણ્ડના દ્વિતીયા અર્થદીપિકા—રત્નશેખર.

૩ ગુણરત્ન—

એમણે સં. ૧૪૫૭ માં કલ્પાન્તર્વાચ્ય ( ભક્તિ વિ. ભાવ. ), સં. ૧૪૫૯ સપ્તતિકાપર દેવેંદ્રસૂરિની ટીકાપર આધાર રાખી અવચૂર્ણિ ( ડો. ભાવ. ), તેજ વર્ષમાં દેવેંદ્રસૂરિકૃત કર્મગ્રંથોપર અવચૂરિઓ, ૪ પયન્ના ( પ્રકીર્ણક) પર અવચૂરિઓ, સોમતિલકસૂરિના ક્ષેત્રસમાસ પર અવચૂરિ ( પી. ૬, ૪૨ ), નવતત્ત્વ પર અવચૂરિ (વે. નં. ૧૬૨૨) વાસોડન્તિકાપ્રકરણ–અંચલમત નિરાકરણ ( બુહ. ૮, નં. ૩૯૪ ), ઓઘનિર્યુક્તિનો ઉદ્ધાર, સં. ૧૪૬૬ માં પોતાના ગુરૂ દેવસુંદરસૂરિના નિર્દેશથી ક્રિયારત્નસમુચ્ચય ( પી. ૬, ૧૭ ને ૧૯ પ્ર. યશો. ગ્રં. નં. ૧૦ ), હરિભદ્રસૂરિકૃત ષડ્દર્શનસમુચ્ચય પર તર્કરહસ્યદીપિકા નામે ટીકા રચી ( પ્ર. ડૉ. સ્વાલિ સંશોધિત બિ. ઇં. માં, તથા જૈ. આ. સભા; વે. નં. ૧૬૬૭-૬૯ ). પ્રતિ. લે. ૧૪૬૯ બુ. ૧, ભુવન-[121] સુંદરાદિના વિદ્યાગુરૂ હતા.

૪ **સાધુરત્ન**— એમણે સં. ૧૪૫૬માં સોમપ્રભસૂરિકૃત યતિજીત-કલ્પ પર વૃત્તિ અને તેજ સમયની આસપાસ નવતત્ત્વ પર અવચૂરિ ( વે. નં. ૧૬૨૨)ની રચના કરી તથા અસમ્મદ આદિ સ્તોત્રોના કર્તા.

૫ **સોમસુંદર**—એમના માટે હવે પછી નં. ૨૫મા લખવામાં આવશે.

## ૨૫ સોમસુંદરસૂરિ

ઉપરોક્ત **દેવસુંદરસૂરિ**ના પટ્ટધર શિષ્ય હતા. જન્મ સં. ૧૪૩૦ પ્રલ્હાદનપુર ( પાલણપુર ) માં સજ્જન શ્રેષ્ઠિ પિતા, માલ્હણદેવી માતા જન્મ નામ સોમ. સં. ૧૪૩૭માં માત્ર સાતવર્ષની વયે **જયાનંદસૂરિ** પાસે દીક્ષા. નામ **સોમસુંદર** સં. ૧૪૫૦ માં વાચક પદ મેળવી દેવકુળ

૧૨૧ षड्दर्शनवृत्ति–क्रियारत्नसमुच्चय–विचारनिचयसृजः ।
श्रीभुवनसुन्दरादिषु भेजुर्विद्या गुरुत्वं ये ॥ ६४ ॥
—अथ दीपिका–रत्नशेखर

પાટણ ગયા, ત્યાં લાખારાણાના માનીતા મંત્રી રામદેવ અને મુંડ પ્રવેશ મહોત્સવ કર્યો. સં. ૧૪૫૭માં પાટણમાં નરસીંહ શેઠે કરેલા અદ્દભુત મહોત્સવપૂર્વક દેવસુંદરસૂરિએ આચાર્યપદ આપ્યું.

ઈડરના ગોવિંદ સાધુએ (જેણે તારંગાજી ઉપર રહેલા કુમારપાલે કરાવેલા વિહારનો ઉદ્ધાર કરાવ્યો) સંઘપતિ થઈ એમની સાથે શત્રુંજય, ગિરિનાર, સોપારક વગેરે તીર્થોની યાત્રા કરી તારણગિરિ ( તારંગા ) ના દર્શન કર્યા. પછી તેમાં અજિતપ્રભુનું નવીન મોટું બિંબ બનાવરાવી એમના હાથે પ્રતિષ્ઠિત કરાવ્યું. રાણપુરના ધરણ નામના સંઘપતિના આગ્રહે રાણપુર જઈ તે સંઘપતિએ કરાવેલા ત્રિભુવનદીપકવિહારની સં. ૧૪૯૬માં પ્રતિષ્ઠા કરાવી. ગિરનાર પર લક્ષોબા નામના સંઘપતિએ કરાવેલા ચતુર્મુખ જિનાલયમાં, મુંજિગનગરના મૂંજ શ્રેષ્ઠિએ ભરાવેલાં પિત્તળમય અસંખ્યચોવીસી બિંબો વગેરેની પ્રતિષ્ઠા કરાવી.

વિશેષ હકીકત માટે જુઓ મુનિસુંદરસૂરિ કૃત ગુર્વાવલી. સં. ૧૪૫૫, ચારિત્રરત્નગણિ કૃત ચિત્રકૂટ મહાવીરપ્રાસાદ પ્રશસ્તિ સં. ૧૪૯૫, પ્રતિષ્ઠાસોમ કૃત સોમસૌભાગ્યકાવ્ય સં. ૧૫૨૪, સોમચારિત્રગણિ કૃત ગુરૂગુણરત્નાકર સં. ૧૫૪૧, જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ રા. મો. દ. દેશાઈકૃત, વગેરે દેવકુલપાટક ( પ્ર. યશો વિ. ગ્રં. )

એમના પ્રતિષ્ઠાલેખો પુષ્કળ મળે છે. સં. ૧૪૭૫-૮૫-૯૬-૯૯ ના. ૧, સં. ૧૪૮૨-૮૪-૮૫-૮૭-૮૮-૮૯-૯૧-૯૨-૯૪ ના. ૨, સં. ૧૪૪૯-૭૨-૭૪-૭૮-૭૯-૮૧-૮૨-૮૩-૮૪-૮૫-૮૬-૮૭-૮૮-૮૯-૯૦-૯૧-૯૩-૯૪-૯૫-૯૬-૯૮-બુ. ૧, સં. ૧૪૭૧-૭૪-૭૯-૮૦-૮૫-૮૬-૮૭-૮૮-૮૯-૯૦-૯૧-૯૩ બુ. ૨, સં. ૧૪૮૫-૧૪૯૬ ( રાણપુર) જિ. ૨; વિશેષ માટે જુઓ મારો સોમસુંદરસૂરિ નામનો લેખ.

એમણે રચેલા ગ્રંથો—

ચઉશરણપયન્ના ઉપર સંસ્કૃતમાં અવચૂરિ ( વેબર નં. ૧૮૬૨ ), ભાષ્યત્રયચૂર્ણિ, કલ્યાણકસ્તવ, રત્નકોષ, અષ્ટાદશસ્તવી ( યુષ્મદ્શબ્દ નવસ્તવી અને અસ્મદ્શબ્દ નવસ્તવી ) ઉપદેશમાળા બાલાવબોધ, સં. ૧૪૮૫ યોગશાસ્ત્ર બાલાવબોધ. ષડાવશ્યક બાલાવબોધ, આરાધનાપતાકા બાલાવબોધ નવતત્ત્વ બાલાવબોધ ( સં. ૧૪૯૬ ), પાર્શ્વજિનસ્તવન, પંચકલ્યાણકસ્તોત્ર, ચતુર્વિંશતિજિનસ્તવન, નેમિજિનસ્તવન, શાંતિજિનસ્તોત્ર, કલ્યાણકસ્તોત્ર, યુગાદિજિનસ્તવન, જિનપંચક સ્તવન ( ૭ ભાષા ), ચતુર્વિંશતિજિનસ્તવન સંવિગ્ન સાધુ મર્યાદા કુલક એમની ઉગ્રવિહારતાની આછી ઝાંખી કરાવે છે.

માંડવગઢના **સંગ્રામસોનીએ** આચાર્યશ્રીને ચોમાસું રાખી ભગવતીસૂત્ર વંચાવ્યું હતું, અને પ્રત્યેક **गोयमा!** શબ્દે સોનામહોરો ચઢાવી હતી એકંદર **સંગ્રામે** ૩૬૦૦૦ સોનામહોરો, તેની માતાએ ૧૮૦૦૦ અને તેની સ્ત્રીએ ૯૦૦૦ એમ કુલ ૬૩૦૦૦ સોનામહોરો ચઢાવી હતી. તેની અંદર ૧ લાખ અને ૪૫૦૦૦ સોનામહોરો બીજી ઉમેરી તે બધું દ્રવ્ય સં. ૧૪૭૧ની સાલમાં કલ્પસૂત્ર અને કાલિકાચાર્યની કથાની પ્રતિઓ સચિત્ર સુવર્ણ અને રૂપેરી અક્ષરોએ લખાવામાં વાપર્યું હતું. આ બધી પ્રતિઓ સાધુઓને વાંચવા માટે આપી હતી. વળી તેજ **સંગ્રામે** સુપાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું હતું. કવિ **ઋષભદાસ** કહે છે કે—

માંડવગઢનો રાજિઓ, નામે દેવ સુપાસ.
**ઋષભ** કહે જિન સમરતાં, પહોંચે મનની આશ.

એ ઉપરાંત મક્ષીજીમાં પાર્શ્વનાથની મૂર્તિ સ્થાપિત કરાવી

યાત્રા કરી નેમનાથના ત્રણ કલ્યાણુકના ચૈત્ય—એટલે વસ્તુપાળના પ્રાસાદનો ઉદ્ધાર પોતાના કાકા માલદેવની સમ્મતિથી કર્યો.

પાટણ જૈન સંધના જ્ઞાન ભંડારમાં રહેલી સં. ૧૪૯૨ માં શ્રી સોમસુંદરસૂરિના ઉપદેશથી લખાયેલી એક કાલિકાચાર્યકથાની[૧૨૨] પ્રતિપાંતગત પ્રશસ્તિ ઉપરથી એમનો વંશવૃક્ષ નીચે મુજબ ફલિત થાય છે.

સાધુ વીરા ( સરસ્વતીપત્તન-સિદ્ધપુરના રહેવાસી. )

કર્મણિપત્ની.

| | | | | |
|---|---|---|---|---|
| શાહ સજ્જન. | શા સુભટ | શા. શાલિગ | સંગ્રામસિંહ | સરવણ. |
| | | | ભાર્યાદેઊ* | |

એમનો શિષ્ય પરિવાર વિશાળ હતો. તથાપિ ગ્રંથકાર અને વિદ્વાન્ મહાત્માઓની જેટલી હકીકત પ્રાપ્ત થઇ છે તે ઉપયોગી હોવાથી અત્રે રજુ કરવામાં આવી છે—

૧ મુનિસુંદરસૂરિ—જુઓ. નં. ૨૬

૧૨૨ પ્રશ. ભા, ૨ પૃ. ૬ ઉપરની નોંધમાં માત્ર કાલિકાચાર્યની કથાનું જ નામ જણાવેલ છે પરંતુ કલ્પસૂત્રની ( કાલિકાચાર્યકથા યુક્ત ) ની પાંચ પ્રતો લખાવેલી તે પૈકીની આ એક હોવી જોઈએ. જુઓ તદંતર્ગત ઉલ્લેખ-**श्रीदेवसुंदरयुगोत्तमसूरिशिष्य श्रीसोमसुन्दर तपासुगुरूपदेशात् । साम्प्रतिलिखद्द्विगजरत्नशरद्यथात्म श्रेयस्कृते विशदकल्पप्रतीश्च पञ्च ॥ १२ ॥**

* નાગપુર ( નાગોર ) માં ઓશવાળવંશી હીરા શાહ રહેતા. તેમને ધર્મિણિ નામની પત્નીથી પૂર્ણસિંહ અને કેશવ નામે બે પુત્ર અને દેઉ નામે એક પુત્રી થઈ.

૨ ભાવસુંદર—એમણે ઉજ્જેનમાં પાનવિહારમંડન મહાવીર-સ્તવન રચ્યું.

૩ ભુવનસુંદરસૂરિ—એમના માટે હવે પછી નં. ૨૭માં લખવામાં આવશે.

૪ જયચંદ્રસૂરિ—એમણે પોતાની વિદ્વતાથી કૃષ્ણસરસ્વતી—કૃષ્ણવાગ્દેવતા એવું બિરૂદ ધારણ કર્યું હતું. (જુઓ ગુરૂગુણરત્નાકર આદિ), એમણે કાવ્યપ્રકાશ, સન્મતિતર્ક જેવા મહાન્ અર્થવાળા ગ્રંથો શિષ્યોને ભણાવ્યા હતા. અને પ્રત્યાખ્યાન સ્થાનવિવરણ, સમ્યકૂત્વકૌમુદી, પ્રતિક્રમણવિધિ સં. ૧૫૦૬માં (મુ૦ પી. ૪, ૧૦૭) આદિ પ્રકરણો રચ્યાં હતાં. (ઉ. ધર્મસાગરજીની પટ્ટાવલીમાં આવેલ જયસુંદર નામ ખરૂં નથી લાગતું).

એમના પ્રતિષ્ઠા લેખો સં. ૧૫૦૩–૧૫૦૫–૧૫૦૪ બુ. ૧, સં. ૧૪૯૬–૧૫૦૨–૩–૪–૫–૬ બુ. ૨, સં. ૧૫૦૩–૪–ના. ૧, ૨.

એમના ઉપદેશથી અણહિલપુરના શ્રીમાલી પર્વતે એક લક્ષ પ્રમાણગ્રંથો લખાવ્યા. તેમાંની મલયગિરિ કૃત પિંડનિર્યુક્તિ વૃત્તિની પ્રત મળે છે. (વિરમગામ. ભં.)

એમના શિષ્ય જિનહર્ષે સં. ૧૪૯૭માં ચિતોડમાં વસ્તુપાલ ચરિત્ર (ગૂ. ભા. જૈ. ધ. પ્ર. ભાં. ઇં. નં. ૧૭૧૦, ૧૮૭૧) પ્રાકૃતમાં રયણસેહરી કહા ચિતોડમાં (પી. ૪, ૧૧૧; મુ. આત્મા. જૈ. સભા) સં. પ્રા. માં વિંશતિસ્થાનપ્રકરણ (વિચારામૃત સંગ્રહ) વિરમગામમાં સં. ૧૫૦૨માં (પી. ૧, ૧૧૨; પ્ર. દે. લા. નં. ૬૦), પ્રતિક્રમણ-વિધિ સં. ૧૫૨૫માં, પ્રાયઃ આરામશોભાચરિત્ર ૪૫૧ શ્લોકમાં (ખેડા ભં), અનર્ઘરાઘવવૃત્તિ અષ્ટભાષામય સીમંધરજિનસ્તવન (પ્ર. જૈનજ્યોતિ. વર્ષ ૧ અંક ૨) આદિ ગ્રંથો રચ્યા હતા. એમના દરેક ગ્રંથો હર્ષાંક એટલે હર્ષ શબ્દથી અંકિત છે.

એમની સંતતિમાં સાધુવિજય,[૧૨૩] શુભવર્ધન વગેરે સમર્થ વિદ્વાનો થયા હતા.

૫ જિનસુંદરસૂરિ—મધુમતીપુરી (મહુવા) માં સંઘપતિ ગુણરાજે કરેલા ઉત્સવપૂર્વક શ્રી **સોમસુંદરસૂરિના** વરદ હસ્તે એમને સૂરિપદ પ્રાપ્ત થયું હતું. સં. ૧૪૮૩ માં એમણે દીપાલિકાકલ્પ (કાં. વડો. નં. ૧૦૧૫ લીં,) રચ્યો એમના શિષ્ય **ચારિત્રરત્નગણિએ** ચિત્રકૂટ (ચિતોડ)ના મહાવીરસ્વામીના મંદિરની પ્રશસ્તિ તરીકે મહાવીરપ્રશસ્તિ–ચિત્રકૂટપ્રશસ્તિ (કાથવટે રી૦; જુઓ ટિ. નં. ૪૪૦ અને ૪૪૪), સં. ૧૪૯૯ માં ચિતોડમાં જ દાનપ્રદીપ ગ્રંથ રચ્યો (પ્ર, આત્મા. જૈ, સભા. નં, ૬૬; ગૂ. ભા. આ. સભા. નં. ૫૦). સ્તોત્ર વગેરે રચ્યા અને એમના શિષ્ય **હેમહંસગણિએ** સં. ૧૫૦૧માં ષડાવશ્યક પર બાલાવબોધ,[૧૨૪] સં. ૧૫૧૪માં રત્નશેખર-સૂરિના રાજ્યમાં ગુર્જર આશાપલ્લીમાં **ઉદયપ્રભસૂરિકૃત** આરંભ-સિદ્ધપર વાર્તિક રચ્યો (પ્ર. ય. ગ્રં., ગૂ. ભા. જૈ ધ. પ્ર. સભા)

---

૧૨૩ એમણે વાદિવિજય પ્રકરણ. (કાં. વડો; જયવિ. ડભોઇ) તથા હેતુખંડન પ્રકરણ (કેશરવિજય ભં. વઢવાણ) વગેરે રચ્યાં. અને તેમના શિષ્ય શુભવર્ધને પ્રા દશશ્રાવક ચરિત્ર (કાં. છાણી) અને હેમવિમળસૂરિના રાજ્યમાં સ. ૧૫૫૨માં વર્ધમાનદેશના (ખેડા ભં; પ્ર. આત્મા. જૈ. સ) રચી, અને તેજ સૂરિના રાજ્યમાં ઋષિમંડળ પર વૃત્તિ રચી (પી. ૪, ૭૮; વે. નં. ૧૭૯૭), એમના શિષ્યે સં. ૧૫૭૫માં સ્થૂલિભદ્રરાસ રચેલ છે. (કર્તાએ નામ જણાવ્યું નથી). અને આષાઢભૂતિમુનિરાસ.

૧૨૪ આ ગ્રંથમાં પોતાને **જયચંદ્રસૂરિના** શિષ્ય જણાવે છે અને આરંભસિદ્ધિ વાર્તિકમાં **રત્નશેખરસૂરિના ચારિત્રરત્નગણિના** શિષ્ય હોવાનો ઉલ્લેખ કરે છે.

સં. ૧૫૧૫ માં ન્યાયપરિભાષા અને સં. ૧૫૧૬ માં તે ઉપર ન્યાયાર્થમંજૂષા નામની ન્યાયબૃહદ્વૃત્તિ અમદાવાદમાં રચી. ( પી. ૪, ૧૭; વે. નં. ૭૬) તથા તે ઉપર ન્યાય રચ્યો.

ચારિત્રરત્નગણિના શિષ્યો પૈકી લઘુઉપદેશસપ્તતિકા (પ્ર. જૈ. ધ. સભા)ના કર્તા સોમધર્મગણિ અને સરસ્વતી શબ્દ યમકમય યુગાદિજિનસ્તવન રચયિતા **જિનમાણિક્યગણિ** એમના શિષ્ય હતા.

૬ **અમરસુંદર**—એમના શિષ્ય **ધીરસુંદરગણિએ** સં. ૧૫૦૦ લગભગમાં આવસ્યકનિર્યુક્તિ પર અવચૂર્ણી બનાવી. ( મોટી ટોળીનો ભં. પાલીતાણા )

૭ **જિનકીર્તિસૂરિ**—દેવકુળપાટકના **લાખારાજા** (સં. ૧૪૩૯ -સં. ૧૪૭૫) ના માન્ય શ્રેષ્ઠી **વીશલ**ના પુત્ર ચંપકે કરેલા ઉત્સવપૂર્વક શ્રીસોમસુંદરસૂરિના હસ્તે એમને સૂરિપદારૂઢ કરવામાં આવ્યા હતા.

બેદરનગરમાંના પાતશાહના માન્ય પૂર્ણચંદ્ર **કોઠારી**એ ગિરનાર ઉપર બંધાવેલા જિનચૈત્યમાં એમણે પ્રતિષ્ઠા કરાવી હતી.
એમણે રચેલા ગ્રંથો—

સં. ૧૪૯૪માં નમસ્કારસ્તવ પર સ્વોપજ્ઞવૃત્તિ (બુહ્ ૨ નં. ૨૯૨; ૬. નં. ૭૩૦; અમરવિ. જ્ઞા. ભં. ડભોઇ), ઉત્તમકુમારચરિત્ર ( પી. ૧, નં. ૨૪૪ ), શીલ વિષય પર શ્રીપાલગોપાળ કથા ( વે. નં. ૧૭૬૧ પ્ર. આત્માનંદ સભા. જય ગ્રં. ડભોઈ ), ચંપકશ્રેષ્ઠિકથા, પંચજિનસ્તવન, સં. ૧૪૯૭ માં ધન્યકુમારચરિત્ર દાનકલ્પદ્રુમ [૧૨૫] ( ગુ. નં. ૧૪-૬ પ્ર. દે; લા. ) સં. ૧૪૯૮ માં શ્રાદ્ધગુણસંગ્રહ ( બુહ્ ૬ નં. ૬૭૫ ) વગેરે વગેરે.

---

૧૨૫ આ સંસ્કૃત પદ્ય ગ્રંથ પરથી સંસ્કૃત ગદ્યમાં ત. જ્ઞાનસાગર ઉપાધ્યાયના શિષ્યે ધન્યચરિત્ર રચ્યું. ( વે. નં. ૧૭૪૨ )

૮ રત્નશેખરસૂરિ—જુઓ નં. ૨૮ મો.

૯ સોમદેવ[૧૨૬]—એમણે સોમસુંદરસૂરિ કૃત સુષ્પદરમં-

૧૨૬ આ મુનિ શબ્દાનુશાસનમાં દક્ષ હતા અને મુનિસુંદરસૂરિ કૃત મિત્રચતુષ્ક (સુમુખાદિનૃપચતુષ્ક) કથાનું સંશોધન એમણે કર્યું હતું. સં. ૧૪૯૬ માં તેમજ રત્નશેખરસૂરિ કૃત અર્થદીપિકા પણ શોધી હતી.

એમની શાખામાં થયેલા શુભવિમળ, અમરવિજય–કમળવિજયના શિષ્ય હેમવિજય એક સારા કવિ અને ગ્રંથકાર હતા. તેમણે સં. ૧૬૩૨ માં પાર્શ્વનાથચરિત્ર (પ્ર. મોહનલાલજી જૈન ગ્રંથમાળા નં. ૧) સં. ૧૬૫૬ માં ખંભાતમાં ઋષભશતક કે જેને લાભવિજયગણિએ સંશોધ્યું. (કાથ ૧૮૯૧–૯૫ રીપોર્ટ) અને સં. ૧૬૫૭ માં અમદાવાદમાં દશ તરંગમાં ૨૫૦ કથાવાળો કથારત્નાકર (કાં. વડો પ્ર. હી. હં.), અન્યોક્તિ મુક્તામહોદધિ, કીર્તિકલ્લોલિની (વિજયસેનસૂરિની પ્રશંસા રૂપે) સૂક્તરત્નાવલી, સદ્‌ભાવશતક, ચતુર્વિંશતિજિનસ્તુતિ, (શ્લેષમય સટીક) કમળબંધ સ્તુતિ ચતુર્વિંશતિ (પ્ર. જૈનસ્તોત્રસમુચ્ચય) સ્તુતિત્રિદશતરંગિણી, કસ્તુરિપ્રકર અને સેંકડો સ્તોત્રો વગેરે રચેલ છે. તે ઉપરાંત આબૂ ઉપરના કર્માશાહના જીર્ણોદ્ધારની પ્રશસ્તિ લખી છે અને પોતાના ગુરૂના જીવન પ્રસંગને અનુસરી સં ૧૬૬૧ મહેસાણામાં કમળવિજય રાસ અને નેમિજીન ચંદ્રાવળો વગેરે ગુજરાતી પદ્યમાં લખ્યું છે. તે ઉપરાંત વિજયપ્રશસ્તિકાવ્યના ૧૬ સર્ગ રચી પોતે સ્વર્ગસ્થ થતાં તેમના ગુરૂભાઇ વિદ્યાવિજયના શિષ્ય ગુણવિજયે પાંચ સર્ગ રચી પૂર્ણ કરી અને તે આખા ગ્રંથ ઉપર સં. ૧૬૮૮ માં તેમણે પોતે જ વિજયદીપિકા ટીકા રચી. (પ્ર. ય. ગ્રં. નં. ૨૩ આ કાવ્યમાં મુખ્યપણે વિજયસેનસૂરિનું ચરિત્ર છે.) પ્રશસ્તિમાં ગુણવિજયે હેમવિજય સંબંધી લખ્યાં છે કે —

૨૭૭૮ અષ્ટાદશસ્તવી ઉપર સં. ૧૪૯૭ માં અવચૂરિ બનાવી ( વે. નં. ૧૭૯૫ ) અમરવિ. જ્ઞા. ભં. ડભોઈ, શ્રેયઃ શ્રીમન્૦ ચતુર્વિંશતિજિનસ્તવન રચ્યું, અને બીજા શિષ્ય સિદ્ધાંતસમુદ્રના શિષ્ય કમળરત્નગણિએ સં. ૧૫૦૧ માં લખેલી ત્રિભુવનદીપકપ્રબંધની પ્રત હં. વિ. શા. સં. વડોદરામાં છે. ( પ્રશ. પૃ. ૩૪ ) એમના **ચારિત્રહંસના** શિષ્ય **સોમચારિત્રગણિએ** સં. ૧૫૪૧ માં ગુરૂગુણરત્નાકરકાવ્ય રચ્યું. ( પ્ર. ય. ગ્રં. ૨૪ )

૧૦ **સુધાનંદનસૂરિ**—મંડપદુર્ગના વાસી શ્રી પ્રાગ્વાટજ્ઞાતિય સં. **સૂરા** અને **વીરાએ** કાઢેલા સંઘ સાથે એમણે સિદ્ધાચલની યાત્રા કરી હતી અને ઉંબરહટ્ટ ( ઉમરેઠ ? ) ગામમાં **શુભરત્નવાચકને** સૂરિપદે પ્રતિષ્ઠિત કર્યા હતા. એમના શિષ્યે સં. ૧૫૨૯ માં જલ્પમંજરી ( ભાં. ૬ નં. ૧૩૬૮ ) તથા ઈડર ચૈત્યપરિપાટી રચી ( જુઓ જૈન યુગ સં. ૧૯૮૫ માહથી ચૈત્રનો અંક પૃ. ૩૪૧ )

૧૧ **જિનમંડનગણિ**—એમને **સોમસુંદરસૂરિએ** વાચક પદ આપ્યું હતું. એમણે રચેલા ગ્રંથો—સં. ૧૪૯૨ માં કુમારપાળ પ્રબંધ, ( વે. નં. ૧૭૦૮–૯; પી. ૧, ૮૨; કી. ૧૭૭, પ્ર. આ. સભા નં. ૩૪ સં. ૧૯૭૧ ) સં. ૧૪૯૮ માં શ્રાદ્ધગુણસંગ્રહવિવરણ ( મિત્ર ૮, ૨૩૩; પ્ર. આ. સભા ) અને ધર્મપરીક્ષા ( પ્ર આ. સભા, નં. ૬૭; ગૂ. ભા. આ. સ. ) જયશ્રીનેતાર૦ ચતુર્વિંશતિજીનસ્તવન,

૧૨ **રત્નહંસગણિ**—એમના હસ્તાક્ષરની ચતુર્વિંશતિજીનસ્તુતિ-

---

श्री हेमसुकवेस्तस्य हेमसूरेरिवाभवत् ।
वाग्लालित्ये तथा देवे गुरौ भक्तिश्च भूयसी
यदीया कविता कान्ता न केषां कौतुकावहा ।
त्रिना पिहिरजो यस्माद् यशः सुतमसूत या ॥

'ની પ્રત મુનિશ્રી **અમરવિજયજી** મહારાજના જ્ઞાન ભંડાર (ડભોઈ)માં છે અને સં. ૧૫૦૯માં પાટણમાં એમના વાંચવા માટે લખાયેલ શાંતિનાથ-ચરિત્રની પ્રત આ. વિ. દા. શા. સં. છાણીમાં છે. એમના શિષ્ય **માણિક્યમંદિરે** સં. ૧૬૬૧ માં લખેલી સપ્તતિશતસ્થાનકની પ્રત પાટણમાં છે. ( પ્ર. પૃ. ૧૬૫ )

૧૩ **સાધુરાજગણિ**—એમના એક શિષ્યે ભરટકદ્વાત્રિંશિકા રચી ( મુદ્રિત ) અને બીજા શિષ્ય **વીરદેવ** મુનિએ સર્વ પદમાં મહાવીર શબ્દવાળું યમકમય સમવસરણસ્થ મહાવીર સ્તવન રચ્યું. એમના શિષ્ય આનંદરત્ને સં. ૧૪૧૦ માં લખેલી સાવચૂરિક પિંડવિશુદ્ધિની પ્રત કાં. વડો. માં છે. પ્ર. પૃ. ૨. નં. ૭.

૧૪ **વિવેકસમુદ્ર**—એમમા શિષ્ય **અમરચંદ્રે** સં. ૧૫૧૮ વર્ષે ફા. શુ૦ ૧૧ દિને બુધવારે કર્કરા મહાગ્રામે લખેલી ઉપદેશમાળા પ્રકરણાવચૂરિની પ્રત દૃષ્ટિગોચર થાય છે.

એ ઉપરાંત એમના વિશાળ સમુદાયમાં **શુભરત્ન, સોમજય** વગેરે આચાર્યો, **સત્યશેખર, પુણ્યરાજ, વિવેકસાગર** પંડિત, **રાજવર્દ્ધન**, અને **ચારિત્રરાજ** કે જેણે દક્ષિણના વાદિઓને જીત્યા હતા, **શ્રુતશેખર, વીરશેખર, સોમશેખર, જ્ઞાનકીર્તિ, શિવ-મૂર્તિ, હર્ષકીર્તિ, વિજયશેખર, લક્ષ્મીભદ્ર,** સિંહદેવ, રત્નપ્રભ, શીલભદ્ર, શાંતિચંદ્ર કે જેણે શાંતિનાથનું સ્મરણ કરી વીર પ્રભુએ કરેલા તપ જેવું ઉગ્ર તપ કર્યું હતું. તપસ્વી વિજયસેન, હર્ષસેન, હર્ષસિંહ આદિ વાચક-ઉપાધ્યાયો પંડિતો હતા.

## ૨૬ મુનિસુંદરસૂરિ

આ આચાર્ય અત્યંત પ્રતિભાસંપન્ન અને શ્રીસોમસુંદરસૂરિના મુખ્ય પટ્ટધર હતા. એમનો જન્મ સં. ૧૪૩૬, વ્રત સં ૧૪૪૩, વાચકપદ સં. ૧૪૬૬, વૃદ્ધનગર (વડનગર)ના શ્રેષ્ઠિ દેવરાજે કરેલા ઉત્સવપૂર્વક સૂરિપદ

સં. ૧૪૭૮ અને સં. ૧૫૦૩ કાર્તિક સુદિ ૧ ને દિવસે કોરટામાં સ્વર્ગસ્થ થયા હતા. એમને સ્તંભતીર્થમાં ત્યાંના નાયક દફરખાને (જફરખાં. જુઓ ઓઝાજીનો રા, ઈ. પૃ. ૫૬૬ ટિ. ૨) વાદિગોકુલસંઢ એ નામનું બિરૂદ આપ્યું હતું (હીરસૌભાગ્ય ૧૪, ૨૦૪), અને દક્ષિણમાં કાલીસરસ્વતીનું બિરૂદ મળ્યું હતું. એક હજાર અને આઠ અવધાન કરવા જેટલી ધારણા શક્તિ તેઓ ધરાવતા હતા એટલે સહસ્રાવધાની હતા એમની સૂરિમંત્રનું સ્મરણ કરવાની શક્તિ અજબ હતી તેથી અને ષષ્ઠઅષ્ટમાદિ તપો વિશેષથી પદ્માવતી આદિ દેવીઓ એમને પ્રત્યક્ષ થતી હતી એઓ સિદ્ધ સારસ્વત કવિ હતા. દેવકુળપાટક (મેવાડ દેશમાં આવેલ દેલવાડા)માં **संतिकरं** નામક નવીન સ્તવન રચી મહામારીનો ઉપદ્રવ નિવાર્યો હતો. અને રોહિણી (શિરોહી) નામના નગરમાં તીડના ઉપદ્રવનો નાશ કરવાથી તે નગરના રાજાએ મૃગયા (શિકાર) નો નિષેધ કર્યો અને દેશમાં અમારી પ્રવર્તાવી હતી.

એમણે ૧૨–૧૪ વર્ષની નાની ઉમરમાં (સં. ૧૪૫૫માં ત્રૈવિદ્ય ગોષ્ઠિ (મુદ્રિત, ડી. ૨, નં. ૩૭૯) નામનો ગ્રંથ રચ્યો હતો. સં. ૧૪૬૬માં એમણે એક વિજ્ઞપ્તિગ્રંથ પોતાના ગુરૂ (આચાર્ય) દેવસુંદરસૂરિની સેવામાં મોકલ્યો હતો જેનું નામ ત્રિદશતરંગિણી હતું. તે ૧૦૮ હાથ લાંબો હતો અને તેમાં એકથી એક વિચિત્ર અને અનુપમ એવાં સેંકડો ચિત્ર અને હજારો કાવ્ય લખવામાં આવ્યાં હતાં. તેમાં ત્રણ સ્રોત અને ૬૧ તરંગ હતા તે હાલ સંપૂર્ણ મળતા નથી. માત્ર ત્રીજા સ્રોતનો ગુર્વાવલિ નામનો એક વિભાગ અને પ્રાસાદાદિ ચિત્રબંધ કેટલાંક સ્તોત્રો અહિં તહીં છુટાં મળે છે. ગુર્વાવલિ યશોવિ. ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થઈ છે. એ ઉપરાંત એમણે રચેલા ગ્રંથો અધ્યાત્મકલ્પદ્રુમ–શાંતરસભાવના વે. નં. ૧૬૬૨; પ્ર. ધનવિજયકૃત ટીકા સહિત નિ. પ્રે.; મ. ભ; (તત્ત્વવિવેચક સભા) ગૂ. ભા. જૈ. ધ. પ્ર. ભા.), ઉપદેશરત્નાકર સ્વોપજ્ઞવૃત્તિ સહિત (પ્ર. દે. લા. નં. ૨૨; પ્રથમ ભાગ ગૂ. ભા. સહિત જૈનવિદ્યાપ્રસારકવર્ગ; વે. નં.

૧૫૭૨), અનેક પ્રસ્તાવોમાં જિનસ્તોત્રરત્નકોષ (પ્રથમ પ્રસ્તાવ પ્ર. જૈનસ્તોત્ર સંગ્રહ. ૫ ગ્રં; વે. નં. ૧૮૦૦), જયાનંદ ચરિત્ર ( કાં. વડો; ગુ. ભા. જૈ. ધ. પ્ર.), મિત્ર ચતુષ્કકથા (જેનું સંશોધન શબ્દાનુશાસનમાં દક્ષ એવા **લક્ષ્મીભદ્રમુનિએ** કર્યું. મુ. આત્મા જૈ. સ.), સં. ૧૪૮૪માં સીમંધર સ્તુતિ વગેરે વિદ્વદ્વર્ગને આનંદિત બનાવે છે.

શિષ્યાદિ પરિચય—

૧ શ્રીરત્નશેખરસૂરિ—જુઓ. નંબર ૨૮ મો. એમના શિષ્ય સંઘકળશે સં. ૧૫૦૫ અષ્ટભાષામાં સમ્યક્ત્વરાસ રચ્યો.

૨ સંઘવિમળ—એમણે સં. ૧૫૦૧માં જેઠ સુદિ ૪ ગુરૂવારે સુદર્શનશ્રેષ્ઠિનો રાસ-પ્રબંધ રચ્યો.

૩ જયચંદ્રસૂરિ—એમના શિષ્ય હેમહંસગણિએ સં. ૧૫૦૧માં ષડાવશ્યક બાલાવબોધ રચ્યો.

૪. હર્ષસેન—એમના શિષ્ય હર્ષભૂષણે સં. ૧૪૮૦માં શ્રાદ્ધવિધિવિનિશ્ચય (કાં. વડો. નં, ૧૦૧૬) અંચલમત દલન પ્રકરણ (ડી. ૨, નં. ૩૬૦), તથા સં. ૧૪૮૬માં પર્યુષણા વિચાર રચ્યો.

૫ શુભશીલગણિ—એમણે સં. ૧૪૯૨માં વિક્રમચરિત્ર (પ્ર. હે. ગ્રં. અમદાવાદ), સં. ૧૫૦૪માં પ્રભાવક કથા (ડો. ભાવ.), સં. ૧૫૦૯માં કથાકોષ અપરનામ ભરતેશ્વરબાહુબલિવૃત્તિ (પી. ૪, ૧૧૦; મિત્ર ૮, ૧૬૩; પ્ર. ગૃ. ભા. મગનલાલ હઠીસિંગ. સં, ૧૯૦૯), સં. ૧૫૧૮માં શત્રુંજયકલ્પવૃત્તિ અને અભિધાનચિંતામણિને અનુસરી ઉણાદિ નામમાળા ( સાગરનો ભંડાર, પાટણ. ) વગેરે ગ્રંથો રચ્યા. સં. ૧૫૮૦માં શાલિવાહનચરિત, પૂજાપંચાશિકા પુણ્યધન કથાનક.

૬ વિશાલરાજ—આ મુનિવર્ય અત્યંત પ્રભાવશાળી હતા. એમનો પરિવાર વિશાળ હશે પરંતુ તેમાંથી ઉપલબ્ધ થતાં નામો નિચે મુજબ છે.—

-૧૨-૧૩-૧૫-૧૭ ખુ. ૨, સં. ૧૫૦૭-૧૦-૧૨-૧૩-૧૪-૧૫-૧૬ ના. ૧, સં. ૧૫૦૨-૦૪-૦૬-૦૭-૦૮-૦૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૬-૧૭ ના. ૨, સં. ૧૫૦૮-૧૪ જિ. ૨.

એમણે રચેલા ગ્રંથો—ષડાવશ્યકવૃત્તિ શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્ર પર અર્થદીપિકા નામની વૃત્તિ (સં. ૧૪૯૬) કે જેનું સંશોધન **લક્ષ્મીભદ્રગણિએ** કર્યું હતું, (ભાં. ૪, ૪૬૪ પ્ર. દે. લા. નં. ૪૮), શ્રાદ્ધવિધિવૃત્તિ[૧૨૯]—વિધિકૌમુદી સં. ૧૫૦૬ (પ્ર. આ. સભા નં. ૪૮, ગૂ. ભા. જૈન ગ્રંથાવલી નં. ૩), આચારપ્રદીપ[૧૩૦] ૪૦૬૫ શ્લોક પ્રમાણ સં. ૧૫૧૬ માં (ભાં. ૬, ૪૦ પ્ર. દે. લા. નં. ૭૧) કે જેમાં **જિનહંસગણિએ** શોધન, લેખનાદિમાં સહાય કરી હતી, લઘુક્ષેત્રસમાસ અને હેમવ્યાકરણ પર અવચૂરિ, પ્રબોધચંદ્રોદયવૃત્તિ આદિ પણ રચ્યા હોય. એ ઉપરાંત મહેસાણા મંડન પાર્શ્વજિનસ્તવન (પૃ. ૧૦૮), નવખંડ પાર્શ્વજિનસ્તવન, પાર્શ્વસ્તવન, અર્બુદાદ્રિ મંડન પાર્શ્વનેમિસ્તવ, ચતુર્વિંશતિ જિનસ્તવન, અને રત્નચૂડરાસ સં. ૧૫૧૦ આસપાસ એમ ક્વચિત્ કથન મળે છે. શ્રાદ્ધપ્રતિક્રમણ વૃત્તિ વગેરેમાં પોતાને ભુવનસુંદરસૂરિના શિષ્ય હોવાનું પણ જણાવે છે.

એમના શિષ્યાદિ સબંધી ટુંક માહિતી—

૧ સંવેગદેવ—એમણે સં. ૧૫૧૩ માં પિંડવિશુદ્ધિ પર અને સં. ૧૫૧૪ માં આવશ્યકની પીઠિકા પર બાલાવબોધ રચ્યો. એમના શિષ્ય **ઉદયનંદીના** શિષ્ય **સંઘકળશગણિએ** તલવાડામાં અષ્ટભાષામાં સં. ૧૫૦૭ માં સમ્યકૂત્વ રાસ રચ્યો.

---

૧૨૯ સુપ્રસિદ્ધ શ્રી **યશોવિ૦** ઉપા૦ના ગુણવિજય-સુમતિવિજય શિષ્ય **ઉત્તમવિજયે વિજયજિનેંદ્રસૂરિ** રાજ્યે સં. ૧૮૪૧ થી ૧૮૮૪ વચ્ચે આ ગ્રંથ ઉપર બાલાવબોધ રચ્યો.

૧૩૦ સં. ૧૭૯૮ માં ભોજસાગરે આ ગ્રંથ ઉપર બાલાવબોધ રચ્યો.

૨ સોમદેવ—

આ મહાત્મા પ્રખર વાદી હતા. એમને વાચક પદ ગદાએ કરેલા મહોત્સવપૂર્વક અપાયું હતું. એમની નવીન કાવ્ય કળાથી મેવાડપતિ કુંભકર્ણ રાજા રંજિત થયા હતા. એમણે પૂરેલી સમસ્યાથી જીર્ણદુર્ગના રાજા મંડલિક ( ત્રીજો ઈ. સ. ૧૪૫૧ થી ૧૪૭૩ ) ચમત્કાર પામ્યો હતો. અને એમના વચનોથી પાવાપુર, ચંપકનેર ( ચાંપાનેર ) નો રાજા જયસીંહ પ્રસન્ન થઈ નમ્યો હતો. અને એમને સૂરિ પદ રાણકપુરમાં ધરણ સંઘપતિએ કરેલા ઉત્સવ-પૂર્વક રત્નશેખરસૂરિએ આપ્યું હતું. ( સોમસૌભાગ્ય, સ. ૧૦ શ્લોક ૩૨ થી ૪૩, ગુરૂગુણરત્નાકર કાવ્ય પૃ. ૧૯-૨૦ ), એમણે સં. ૧૫૦૪ માં કથામહોદધિ નામનો કથા ગ્રંથ ગદ્યપદ્યમાં રચ્યો. જેમાં હરિષેણ કૃત કર્પૂરપ્રકરમાં સૂચિત ૧૫૭ કથાઓ છે ( કાં. વડો; પી. ૩, ૩૧૬, વેબર નં. ૨૦૧૫, વે. નં. ૧૭૦૫ ), અને જિનપ્રભસૂરિ કૃત સિદ્ધાંતસ્તવ પર વૃત્તિ રચી ( લખ્યા સં. ૧૫૧૪ પી. ૩, નં. ૧૮૮ ). એમનો સ્વર્ગવાસ વાગડ દેશના વઢિયાર નગરમાં થયો. ( વીરવંશાવલી જૈ. સા. સંશોધક ખં. ૧, પૃ. ૪૯-૫૦ ) એમના શિષ્ય સુમતિસુંદર થયા. જેમને આબૂવાસી શાહ સંડાએ ઉપાધ્યાય પદ અને સુંડાકના કુંતા નામના સંઘવીએ આચાર્ય પદવી અપાવી હતી. માંડવગઢના સં. વેલાએ એમના ઉપદેશથી સુલતાનનું ફરમાન લઈ જિન યાત્રા માટે સંઘ કાઢયો હતો તથા એમના ઉપદેશથી સં. સહસાએ[131] લક્ષ ( લાખા )

[131] મેવાડના કુંભકર્ણ રાજાથી સત્કારિત એવા સંઘપતિ જે ધરણાએ રાણકપુરમાં ચોમુખ ચૈત્ય બંધાવ્યું, તેના પ્રથમ બંધુ રત્નસિંહનો સં. ચાલિગ નામનો પુત્ર થયો. તેનો પુત્ર સં. સહસા થયો, કે જેને માલવાધીશ ગ્યાસદીને ધર્મના ભાઈથી અધિક મિત્ર કર્યો હતો.

રાણાની અનુમતિ લઈ આબૂના અચલદુર્ગ શિખર પર મોટો ચોમુખ પ્રાસાદ કરાવી તેમાં ૧૨૦ મણ પિત્તલનું જિનબિંબ કરાવી પ્રતિષ્ઠિત કર્યું.

૩ **નંદિરત્ન**—એમના શિષ્ય **રત્નમંદિરગણિએ** સં. ૧૫૧૭ માં ભોજપ્રબંધ—અપર નામ પ્રબંધરાજ ( બુહ્. ૬, નં. ૭૨૩ વે. નં. ૧૭૫૪ પ્ર. પં. ભગવાનદાસ અમદાવાદ સં. ૧૯૭૮ ગૂ. ભાષાં. પ્ર. જૈ. ધ. સભા, ભાવનગર ) તથા ઉપદેશતરંગિણી ( પ્ર. ય. ગ્રં; ગૂ. ભાષાં. પ્ર. ભી. મા. ) વગેરે રચ્યા. નેમનાથ નવરસ ફાગ, નારીનિરાસ ફાગ વગેરે ગૂર્જર ગિરાની કૃતિઓ પણ રચી છે.

ગુરૂગુણષટ્ત્રિંશિકા ( આ. જૈ. સ. ), શ્રીપાલચરિત્ર પ્રા. ( પ્ર. દે. લા. હી. હં. ), ષડ્દર્શનસમુચ્ચય, ગુણસ્થાનક્રમારોહ, ( પ્ર. દે. લા. ગૂ. ભા. મહેસાણા ) સંબોધસપ્તતિકા ( આત્મા. જૈ. સભા ), દિનશુદ્ધિદીપિકા, વિનોદકથાસંગ્રહ વગેરેના રચયિતા **રત્નશેખરસૂરિ** હેમતિલકસૂરિના શિષ્ય હોવાથી એમનાથી ભિન્ન સમજવા.

રત્નશેખરસૂરિ

| | | | |
|---|---|---|---|
| સંવેગદેવ | સોમદેવ | નંદિરત્ન | સોમસાગર |
| ઉદયનંદી | રત્નહંસ | રત્નમંદિર | |
| સંઘકળશ | સુમતિસુંદર | | |

## ૨૯ શ્રીલક્ષ્મીસાગરસૂરિ

આ આચાર્ય ઉપરોક્ત ત૦ શ્રીરત્નશેખરસૂરિ ( નં. ૨૮ )ના પટ્ટધર હતા. એમનું જીવનચરિત્ર ગુરૂગુણરત્નાકરકાવ્યમાં વિસ્તારથી આપેલ છે તેનો ટુંક સાર—જન્મ સં. ૧૪૬૪ ભાદ્રવા વદિ ૨

માત્ર ૭ વર્ષની વયે સં. ૧૪૭૦માં ઉમાપુરમાં શ્રી મુનિસુંદરસૂરિ પાસે દીક્ષા લઇ સિદ્ધાંતો શીખી લીધા અને દુર્વાદિઓના માન ઉતારી બાળદશા છતાં જીર્ણદુર્ગમાં મહિપાળ રાજાને રંજિત કરેલ હતો. ક્રમે કરીને વિવાહપ્રજ્ઞપ્તિ (ભગવતી)ના યોગોદ્વહન કરી ગણિપદ પ્રાપ્ત કર્યા પછી સં. ૧૪૯૩ (૬)માં દેવગિરિથી આવેલા શાહ મહાદેવના કરેલા ઉત્સવપૂર્વક પંડિતપદ આપ્યું. સં. ૧૫૦૧માં મુંડસ્થળમાં મુનિસુંદરસૂરિએ વાચકપદ આપ્યું, જેનો ઉત્સવ સંઘપતિ ભીમે કર્યો. સૂરિપદ સં. ૧૫૦૮ પેથાપુરમાં. વિદ્યાપુર લાટપલ્લિમાં પદસ્થાપના શાહ નગરાજે મહોત્સવ કર્યો. સં. ૧૫૧૭ ગચ્છનાયકપદ. ગચ્છનાયક બન્યા પછી માલવદેશ અવલોકી ગુજરાતમાં આવી સ્તંભતીર્થમાં રત્નમંડન અને સોમદેવસૂરિ સાથે ગચ્છમેળ કર્યો—પૃથક્ પક્ષ જેવું થઇ ગયું હતું તે દૂર કર્યું. સં. ૧૫૧૮માં યુગપ્રધાનપદવી લાટપલ્લી (લાડોલ)માં સંઘપતિ મહાદેવે (જુઓ દેવકુલપાટક પૃ. ૮ તથા ગુરૂગુણરત્નાકરકાવ્ય સ. ૩; શ્લો. ૫-૭) કરેલા મોટા ઉત્સવપૂર્વક આપવામાં આવી હતી. આ સૂરિએ સુધાનંદન અને હેમહંસને વાચનાચાર્યની અને ઉદયચુલા[૧૩૨] ગણિની સાધ્વીને મહત્તરાની પદવી આપી હતી. લઘુ. પૌ. પટ્ટાવલીમાં લખ્યું છે કે તે મહાદેવના ઉત્સવપૂર્વક બે ને ઉપાધ્યાયની અને ૧૧ ને આચાર્ય પદવી આપી હતી. સં. ૧૫૫૨માં ગચ્છપરિધાપનિકા વિધિ કરી અનેકને આચાર્યપદ, વાચકપદ, વિબુધપદ, આપ્યાં (તેની સૂચિ માટે જુઓ સર્ગ બીજો). ગૂર્જરત્રા, મરૂ અને માલવદેશના પ્રસિદ્ધ શ્રાવકો અને તેમના કરેલા ઉત્સવપૂર્વક બિંબ પ્રતિષ્ઠાદિનો ઉલ્લેખ ત્રીજા સર્ગમાં છે. ગિરિપુર (ડુંગરપુર)માં ઉકેશજ્ઞાતિનો શાહ સાલ્હ તે સોમદાસ રાજાનો મંત્રી હતો તેણે ૧૨૦ મણ પિત્તલની જિનમૂર્તિ કરાવી તેની અન્ય બિંબો સાથે આ આચાર્યે પ્રતિષ્ઠા કરી. દક્ષિણ

૧૩૨ એના જીવન માટે જુઓ ઐ. જૈ. ગૂ. કા. સંચય. પૃ. ૨૨૧ નં. ૨૬

દેવગિરિના શાહ **મહાદેવે** શત્રુંજયાદિ તીર્થયાત્રા કરી લાટપલ્લિ આદિમાં પુષ્કળ દ્રવ્યથી કરેલા ઉત્સવપૂર્વક અનેકને વાચક, મહત્તરાપદ આપ્યા, હાડાવટિ માલદેવના પ્રજાપ્રિય **અહમ્મદના** મુખ્ય મંત્રી મંડપ (માંડવગઢ)ના વાસી પ્રાગ્વાટ વંશના સંઘપતિ **ચંદ્રસાધુ**–ચાંદાશાહે ૭૨ કાષ્ટમય જિનાલય અને ધાતુના ૨૪ જિનના પટ્ટો વગેરે કરાવ્યા તેની પ્રતિષ્ટા પણ એમણે કરેલી, અને **સુમતિસાધુને** સૂરિપદ આપ્યું. અમદાવાદના વાસી **શ્રીગદરાજ** ( ગદા ) મંત્રીએ સોજીંત્રક (સોજીતરા)માં કરેલા ઉત્સવપૂર્વક **શુભરત્નને** વાચકપદ આપ્યું અને મંડનશ્રેષ્ઠિવાળા આશાપલ્લીપુરમાં આ આચાર્યે **સોમ-લબ્ધિને** ગણિનીનું પદ આપ્યું. તથા ઉંબરહટ્ટમાં ૨૪ પટ્ટ પ્રતિષ્ઠા કરી અને **શુભરત્ન** વાચકને સૂરિપદ અર્પણ કર્યું. અમદાવાદના શ્રી સંઘમુખ્ય સંઘવી **ગદ્દાએ** અર્બુદમાં પરિકર સહિત ૪૦ અંગુલની પ્રતિમા કરાવી, સિરોહીમાં કેટલાક મુનિઓને સૂરિપદ આપવાનો ઉત્સવ સં. **ખીમાકે** કર્યો હતો. પેથાપુરમાં ચારને ઉપાધ્યાય પદવી આપી. તેમાં પં. **ચરણપ્રમોદ**ગણિ શિષ્ય પ્રમુખ ૨૪ ને પંડિત પદવી આપી. તે **ચરણપ્રમોદગણિએ** ઘણા સાધુ પરિવારને કલ્પ-પ્રદાન કર્યું. વિબુધ, મહત્તરા, પ્રવર્તિનીની પદવી ઘણાને આપી. ૫૦૦ સાધુને દીક્ષા આપી. આમ આ મહાભાગ્યસૂરિ થયા. (લ. પૌ. પટ્ટાવલી).

અકમીપુરના[૧૩૩] ઓશવંશીય સોની **ઇશ્વર** અને **પતા** એ બે ભાઇઓએ ઇડરના **ભાણરાજાના** દુર્ગ ઉપરના પ્રાસાદ કરતાં ઉંચો પ્રાસાદ કરાવી તેમાં ઘણા બિંબો સાથે સં. ૧૫૩૩માં આ આચાર્ય પાસે અજિતનાથના બિંબની પ્રતિષ્ટા કરાવી. પુનઃ માલવદેશમાં ધારાનગરે એમના ઉપદેશથી પ્રાગ્વાટ્વૃદ્ધ સં. **હર્ષસિંહે** સમઘડી

૧૩૩ આ સંબંધી હકીકત સુધાનંદનસૂરિના શિષ્યે તે સમયે રચેલી ઇડરચૈત્યપરિપાટીમાંથી લેવામાં આવી છે. જુઓ જૈનયુગ સં. ૧૯૮૫, મહાથી ચૈત્રનો અંક પૃ. ૩૪૧

સુવર્ણ ખર્ચ કરી પ્રાસાદ અગિયાર નિપજાવ્યા. સં. ૧૫૪૭માં ગૂર્જરદેશે ધાનધાર ખંડે (પાલનપુર પાસેના દેશમાં) શ્રીવત્સની ઉત્પત્તિ થઈ. સૂરિએ ભૂતિગામે, બસદુકે (સિરોહી પરગણા ઝોરામગરામાં) પાંચ પ્રાસાદ પ્રતિષ્ઠયા. સં. ૧૫૩૭ (?) લાટોતી દેશે સુમાદલી ગામમાં આ સૂરિનો સ્વર્ગવાસ થયો.

એમણે અગિયારને આચાર્યપદ આપેલાં તેઓનાં નામ—

૧ સુધાનંદન, ૨ રત્નમંડન, ૩ શુભરત્ન, ૪ સોમજય, ૫ જિનસોમ, ૬ જિનહંસ, ૭ સુમતિસુંદર, ૮ સુમતિસાધુ, ૯ ઈંદ્રનંદિ, ૧૦ રાજપ્રિય, ૧૧ સોમદેવ

એમના પ્રતિષ્ઠા લેખો—સં. ૧૫૧૭-૧૯-૨૧-૨૨-૨૩-૨૪-૨૫-૨૭-૨૯-૩૦-૩૨-૩૩-૩૪-૩૫-૩૬-૩૭-૩૯ ના. ૧, સં. ૧૧૮-૧૯-૨૦-૨૧-૨૨-૨૩-૨૪-૨૫-૨૭-૨૯-૩૦-૩૪-૩૫--૧-૪૧-૪૨-૫૦ ના. ૨, સં. ૧૫૧૭-૧૮-૧૯-૨૦-૨૧-૨૨-૨૩-૨૪-૨૫-૨૭-૨૮-૨૯-૩૦-૩૧-૩૨-૩૩-૩૪-૩૫-૩૬-૩૭-૩૮-૪૦-૪૨ બુ. ૧, સં. ૧૫૧૮-૨૧-૨૨-૨૭-૨૮-૨૯ ૩૦-૩૧-૨-૪૩ બુ. ૨, સં. ૧૫૧૮-૧૫૨૫ જિન વિ. ૨.

આ આચાર્યના તેમજ સોમજયસૂરિના ઉપદેશથી સં. ૧૫૩૮માં અમદાવાદના શ્રીમાલ દેવાએ જ્ઞાનકોશ લખાવ્યો. તે પૈકી પન્નવણા-સૂત્રની પ્રત (સૂ. પોથી ૧૦) વિદ્યમાન છે.

## શિષ્યાદિપરિચય

૧ સોમદેવ—એમના શિષ્યો ઘણા—

રત્નહંસગણિ—એમના ઉપદેશથી સં. ૧૫૧૧માં માલવદેશના ગ્યાસદીનજરના સા. કર્મસિંહે પંચમી તપના ઉદ્યાપન નિમિત્તે

લખાવેલ શાંતિનાથચરિત્રની પ્રત આ વિ. દા. સુ. શા. સં. છાણીમાં છે.

**રત્નમંડન**—એમણે સુકૃતસાગર કાવ્ય રચ્યું. ( પ્ર. આ. સ. ભાવ. ) એમના શિષ્ય **આગમમંડન**–**હર્ષકલ્લોલના** શિષ્ય **લક્ષ્મીકલ્લોલે** સં. ૧૫૬૬ વર્ષે આચારાંગસૂત્ર પર તત્ત્વાવગમા નામની અવચૂરિ રચી. ( વે. નં. ૧૩૯૭ ) અને **સોમવિમળસૂરિ** રાજ્યે ( સં. ૧૫૯૭–૧૬૩૭ વચ્ચે ) જ્ઞાતાસૂત્રપર મુગ્ધાવબોધા નામની લઘુવૃત્તિ રચી ( વે. નં. ૧૪૭૩ ).

**રત્નમંડનના** બીજા શિષ્ય **સોમજયસૂરિ** થયા.

૨ **શ્રુતમૂર્તિ**—એમણે સં. ૧૫૧૭ કાર્તિક વદિ ૧૦ ગુરૂવારે સ્તંભતીર્થમાં લખેલી દ્વાત્રિંશિકાની પ્રત જૈ. સં. જ્ઞા. ભં. પાટણમાં છે. પ્ર. પૃ. ૨૩.

૩ **જિનમાણિક્ય**—એમના **અનંતકીર્તિ**ગણિએ સં. ૧૫૨૯ કા. વદિ ૯. શનિવારે સં. ગદાભાર્યા સં. સારૂ પઠનાર્થે લખેલી શીલોપદેશમાળાની પ્રત જૈ. સં. જ્ઞા. ભં. પાટણમાં છે. પ્રશ. પૃ. ૩૩

૪ **સુમતિસાધુ**—એમના માટે આગળ લખવામાં આવશે.

૫ **શુભસુંદર**—એમણે રચેલ મંત્ર, યંત્ર ઔષધિપ્રયોગ ગર્ભિત દેઉલવાડામંડન ઋષભજિનસ્તવન સટીક જૈ. સ્તો. સંદો. ભા. ૧ માં મુદ્રિત છે.

૬ **જયવીર**—એમના શિષ્ય **શુભલાભે** સં. ૧૫૩૬ માગસર સુદિ ૮સોમવારે લખેલી ઉપદેશમાળાવચૂરિની પ્રત જૈ. સં. જ્ઞા. ભં. પાટણમાં છે. ( પ્રશ. પૃ. ૩૯ )

સાગરસૂરિએ પાટણમાં ઉપાધ્યાય પદ આપ્યું અને ગૂર્જર જ્ઞાતિના

આગ્રહ કરતાં આ આચાર્યે દરેકના તરફથી અનુક્રમે મહીસમુદ્ર, લબ્ધિસમુદ્ર, અમરનંદિ અને જિનમાણિક્યને વાચકપદ આપ્યાં હતાં. પ્રસ્તુત આચાર્ય જિનસોમ ઉપરાંત એમના શિષ્ય—

૧ સત્યહંસ—એમના શિષ્ય ધર્મઅંગે સં. ૧૫૩૩ પોષ સુદિ ૬ લખાવેલી શ્રી આવશ્યકસૂત્રની પ્રત આ. વિ. મે. સૂ. જ્ઞા. ભં. અમદાવાદમાં છે. ( પ્રશ. પૃ. ૬૩ )

૨ ઇંદ્રનંદિ—અમદાવાદના અકમીપુરના ઉકેશ જ્ઞાતીય અને પદ પ્રતિષ્ઠા કરનાર ઇશ્વરના લઘુભાઈ પતા અને પુત્ર હરિશ્ચંદ્રે કરેલા ઉત્સવપૂર્વક લક્ષ્મીસાગરસૂરિએ એમને સૂરિપદ આપ્યું હતું અને અમદાવાદના સેઘ મંત્રીએ એમના શિષ્ય ધર્મહંસ અને પ્રશિષ્ય ઇંદ્રહંસને વાચકપદ અપાવ્યાં હતાં. ધર્મહંસના જીવનને અંગે જુઓ ઉપદેશકલ્પવલ્લી (ગૂ. ભા. ભા. પૃ. ૨૦) આ ઇંદ્રહંસગણિએ સં. ૧૫૫૪માં ભુવનભાનુચરિત્ર ( સં. ગદ્ય ) સં. ૧૫૫૫માં શ્રાવકના કૃત્યની मण्णह जिणाणं आणं० વાલી પાંચ ગાથાની સ્વાધ્યાય પર ઉપદેશકલ્પવલ્લી નામની ટીકા ( ગુ. ભા. પ્ર. જૈ. ધ. સભા. ભાવ.) તથા સં. ૧૫૫૭માં બલિનરેંદ્ર કથા ( કાં. છાણી ) રચ્યાં આજ ઇંદ્રનંદિના અન્યશિષ્ય સિદ્ધાંતસાગરે સં. ૧૫૭૦માં દર્શનરત્નાકર નામનો ગ્રંથ બનાવ્યો. તથા એમના પટ્ટધર સૌભાગ્યનંદિસૂરિએ હમીરપુરમાં રહી સં. ૧૫૭૬માં મૌનએકાદશી કથા રચી. ( ચુનીજી. ભં. કાશી ) અને સં. ૧૫૭૮માં વિમળચરિત્ર રચ્યું

૩ સમયરત્ન-એમના શિષ્ય મહાકવિ લાવણ્યસમય થયા. એમનો જન્મ અમદાવાદમાં સં. ૧૫૨૧ શાકે ૧૩૮૨ પોષવદિ ૩ અશ્લેષા નક્ષત્રે એમના પૂર્વજ મંગ પાટણથી અમદાવાદ આવી વસ્યા હતા. તેમને ત્રણ પુત્રો પૈકી શ્રીધર વડિલ હતા. તેજ એમના પિતા અજદર- પરામાં રહેતા તેમને ઝમકલદેવી નામની ભાર્યાથી વસ્તુપાલ, જિન-

વણિક સુલતાનના મંત્રી ગદાના[૧૩૭] આગ્રહથી સુધાનંદન-[૧૩૮] સૂરિએ એમને સ્વહસ્તે આચાર્યપદવી આપી હતી.

પ્રસ્તુત ગ્રંથના પૃ. ૯૮ ઉપર મુદ્રિત સ્તંભનપાર્શ્વજિનસ્તોત્ર ઉપરાંત ઋષભવર્ધમાન જિનસ્તોત્ર ( દ્વિસંધાન. ગા. ૯ ), તારંગા-મંડન અજિતજિનસ્તવન શ્લો. ૮, અને મહાવીરસ્તવન વગેરે ઉપ-લબ્ધ થાય છે.

ઉપરોક્ત ગદા મંત્રી એ ભરાવેલ અને સં. ૧૫૨૫ ફા. સુ. ૭ શનિવારે પ્રતિષ્ઠિત ૧૦૮ મણ પ્રમાણુ પિત્તલમય શ્રીઋષભજિન-બિંબ અર્બુદાચલ **ભીમાશાહ**ના મંદિરમાં છે. તેના ઉપરના લેખમાં એમનું નામ પણુ નજરે પડે છે. ( જુઓ પ્રા. જૈ. લે. સં; જીનવિ. ભા. ૨, લે. ૨૪૯, ૨૫૧, ૨૫૨, ૨૫૬).

---

દાસ, મંગળદાસ, લહુરાજ નામે ચારપુત્ર અને **લીલાવતી** નામે પુત્રી થઈ. લહુંરાજે વૈરાગ્ય થવાથી **લક્ષ્મીસાગરસૂરિ** પાસે દીક્ષા સં. ૧૫૨૯ જેઠ સુદિ ૧૦ પાટણમાં લીધી. સમયરત્નના શિષ્ય થયા. સરસ્વતીની કૃપા વડે ૧૬મા વર્ષમાં સં. ૧૫૩૭માં કવિત્વ શક્તિ ઉદ્‌ભવી સં. ૧૫૫૫માં પંડિત પદ મળ્યું. વિશેષ માટે જુઓ યશો. જૈ. ગ્રંથ. તરફથી પ્રગટ થએલ ઐતિહાસિક રાસ સંગ્રહ અને કૃતિઓ માટે જૈ. ગૂ. કવિઓ ભા. ૧ પૃ. ૭થી તથા જૈ. સં. ઈ પૃ. ૫૨૪ એમની કૃતિઓ ઉપરથી સં. ૧૫૮૯ સુધી એમની વિદ્યમાનતા પુરવાર થાય છે.

૧૩૭ આ મંત્રીના પિતાનું નામ મંત્રી સુંદર હતું. આ મંત્રી ભાનુ ( ઈડરનો ભાણુ ) અને લક્ષ ( મેવાડના લાખા ) તરફથી સન્માન પાત્ર હતો. એણે પ્રતિષ્ઠિત કરાવેલી પ્રતિમા આજે આબુજી ઉપર ભીમ-વિહાર કે જે **ભીમાશાહ** વાળુ ઋષભદેવનું મંદિર પૂર્વે સં. ૧૩૭૩ પછી બનેલું ને પિત્તળહર એ નામથી ઓળખાય છે તેમાં વિદ્યમાન છે જુઓ મુનિ કલ્યાણવિ. નો લેખ "આબુના જૈન શિલાલેખો" જૈન. તા. ૧૬-૧૦-૨૭

૧૩૮ જુઓ નં. ૨૫માં સોમસુંદરસૂરિના શિષ્યો સંબંધી વર્ણન.




## ૩૧ શ્રી હેમવિમળસૂરિ

તપાગચ્છની ૫૪મી પાટપર શ્રી **સુમતિસાધુ**[૧૩૯]સૂરિ થયા.

---

૧૩૯ જન્મ સંવત ૧૪૯૪ મેવાડના જાઉર (જાવરા)માં થયો હતો. પિતા **ગજપતિશાહ**, માતા **સંપૂરીદેવી**. મૂળનામ **સનપરાજ**. સં. ૧૫૧૧માં શ્રી **રત્નશેખરસૂરિ** પાસે દીક્ષા. દીક્ષા નામ **સુમતિસાધુ**, શ્રી**લક્ષ્મીસાગરસૂરિ**એ પંડિતપદ આપ્યું, અને તેજ સૂરિએ પછીથી સં. ૧૫૧૮મા ઈડરમાં **શ્રીપાલ** આદિએ કરેલા ઉત્સવપૂર્વક આચાર્ય (ગચ્છનાયક) પદ આપ્યું. સં. ૧૫૫૧માં ખમણૂર ગામમાં સ્વર્ગવાસ થયો. જુઓ **સુમતિસૂરિ** વિવાહલો (જૈ. ઇ, રા. સં ભા. ૧)

વીરવંશાવલીમાં જણાવ્યું છે કે–જન્મ અર્બુદાસન્ને વેલાંગરિ નગરે પ્રા. વૃ. નારણગોત્રે શા. **ટીડુ**, સ્ત્રી **રૂડી** કુખે સં. ૧૪૯૪, દીક્ષા સં. ૧૫૧૧, ગચ્છનાયક પદ સં. ૧૫૧૮ (? ૧૫૩૮ સંભવે).

તેમણે પ્રથમ ઇંદ્રનંદિ[૧૪૦] અને કમળકળશ[૧૪૧] નામના બે શિષ્યોને આચાર્યપદ આપ્યું હતું, પરંતુ પાછળથી તેમને સૂરિમંત્રના અધિ-

તેમણે જેશલમેર, કૃષ્ણગઢ, અર્બુદાચલ, દેવકપટ્ટણ, ગઢનગર, ખંભાયત, ગંધાર, ઇડર નગરે ગીતાર્થ પાસે જ્ઞાનકોષ શોધાવ્યા. તેમના ઉપદેશથી માળવદેશે માંડવગઢે પ્રા. વૃ. સરહડીયા ગોત્રે શા સહસાએ અર્બુદગિરિ ઉપર અચલગઢમાં પાંચ લાખ મનુષ્યોનો સંઘ લઈ ઋષભદેવનો ચતુર્મુખ પ્રાસાદ નિપજાવી તેમાં ચાર બિંબ કરાવ્યાં. તેમાં૮ બિંબો કાઉસગીઆ ને ૪ બિંબ ચતુર્મુખ પ્રાસાદના પધરાવ્યા અને તેની પ્રતિષ્ઠા સં. ૧૪૫૪ (? ૧૫૪૪)માં આ સૂરિએ કરી હતી. સં. ૧૫૫૧માં ખમણુર ગામમાં સ્વર્ગવાસી થયા.'—જૈ. સા. સંશો. ખં. ૧, અં. ૩, પૃ. ૫૧.

લઘુપૌશાલની પટ્ટાવલીમાં દર્શાવ્યું છે કે:–'તેઓ મંડપદુર્ગમાં ગયા. ત્યાં પ્રવેશોત્સવ મહાડંબરથી કરવામાં આવ્યો. ૧૧ શેર સુવર્ણ ને ૨૨ શેર રૂપાની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. વટપલિમાં સૂરિમંત્ર આરાધી હેમવિમળસૂરિને પટ્ટધર પદે સ્થાપ્યા. તેની પૂર્વે સૂરિપદ પર ઇંદ્રનંદી તથા કમળકળશને સ્થાપ્યા હતા. પણ તે ગચ્છભેદ કરશે એમ જાણી પોતાના પદ પર તે પૈકી કોઇને સ્થાપ્યા નહીં. ૬૦૦ સાધુઓને દીક્ષા આપી. તેઓનો ૧૮૦૦ સાધુઓનો પરિવાર હતો.'

એમના પ્રતિષ્ઠા લેખો સં. ૧૫૪૪–૪૬–૪૭–૪૮ બુ. સા. ૧; સં. ૧૫૪૦–૪૬–૪૭ બુ. ૨.

૧૪૦ પ્રતિમા લેખ સંવત ૧૫૫૨ અને ૧૫૬૯ ના. ૧, સં. ૧૫૫૬–૫૮–૬૧–૬૩ બુ. ૨, સં. ૧૫૬૩ બુ ૧, તેમના શિષ્ય સૌભાગ્યનંદિસૂરિ (સં. ૧૫૭૧ થી ૧૫૯૦) પ્રા. લે. સં. ૧૫૭૧ જન વિ, ભા. ૨, સં. ૧૫૯૧ ના. ૧, સં. ૧૫૭૬–૮૯–૯૦–૯૭ બુ. ૧. અને પ્રમોદસુંદર પ્ર. લે. ૧૫૭૧ ના. ૧, એમની શાખાવાળા 'કુતુબપુરા' કહેવાયા.

પાયક દેવે કહ્યું કે એ એને આચાર્યપદ આપ્યું તે ઠીક કર્યું નહિ. કારણ કે તેઓ ગચ્છનો ભેદ કરશે.

નિગમ પ્રાદુર્ભાવક—નિગમિયા તપાગચ્છ કાઢનાર અને કુતુબપુરા ગચ્છના **ઇંદ્રનંદિ** કદાચ એક જ હશે. સં, ૧૫૫૪ માં ભુવનભાનુચરિત્ર ગદ્ય અને સં. ૧૫૫૫ માં ઉપદેશકલ્પવલ્લીના કર્તા નિગમિયા **ઇંદ્રહંસગણિ** ( **ઇંદ્રનંદિ** શિષ્ય **ધર્મહંસ** વાચકના શિષ્ય ) પોતાની પ્રશસ્તિમાં **ઇંદ્રિનંદિને લક્ષ્મીસાગરસૂરિ સોમદેવસૂરિ-રત્નમંડનસૂરિ-સોમજયસૂરિ** અને તેના શિષ્ય તરીકે જણાવે છે. **ઇંદ્રનંદિના** બીજા શિષ્ય **સૌભાગ્યનંદિસૂરિએ** હમ્મીરપુરમાં રહી સં. ૧૫૭૬ માં **મૌનએકાદશી** કથા રચી ( મુનીજી ભં. કાશી ).

૧૪૧ **કમળકળશ** ( **લક્ષ્મીસાગર** તથા **સોમજયસૂરિ** શિષ્ય **સુમતિસુંદર સૂરિ** શિષ્ય ) ગચ્છનાયક ( પ્રા. લે. ૧૫૫૨-૫૩-૧૬૦૩ ના, ૧ ), તેના શિષ્ય **જયકલ્યાણસૂરિ** પ્રા. લે. સં. ૧૫૬૬ જિ. ૨, સં. ૧૫૬૩ બુ. ૨.

આ આચાર્યે સં. ૧૫૬૬ ના ફાલ્ગુન સુદિ દશમીએ આબુ પર્વત પર પ્રાગ્વાટ જ્ઞાતિના સં. **સહસાએ** અચલગઢ ઉપર મહારાજાધિરાજ **જગમાલના** રાજ્યમાં ચતુર્મુખ વિહાર બનાવ્યો, તેની પ્રતિષ્ઠા કરી હતી તે વખતે તેમની સાથે **ચરણસુંદરસૂરિ** આદિ બીજો પણ કેટલોક શિષ્ય પરિવાર હતો, જુઓ લેખાંક ૨૬૩ અને ૨૬૮ શ્રી **જિનવિજય** સંપાદિત પ્રાચીન જન લેખ સંગ્રહ ભાગ બીજો.

**કમળકળશ** ગચ્છ સં. ૧૫૭૨ માં થયો એવું વીજાપુર વિદ્યાશાળાના ૩૧ મા દાબડામાં એક પટ્ટાવલી છે તેમાં ચોથે પાને લખ્યું છે.

લહેરૂભાઈ વકીલના જ્ઞાન ભંડાર ( પાટણ ) માંની શ્રી દશવૈકાલિકસૂત્રની પ્રત ઉપર નીચે મુજબ ઉલ્લેખ નજરે પડે છે.

તેથી તેમણે ફરીથી સં. ૧૫૪૮માં ગુજરાતના પંચાસરા ગામમાં શ્રીમાળી પાતુએ કરેલા ઉત્સવપૂર્વક એક નવા આચાર્યની સ્થાપના કરી તેમનું નામ હેમવિમળસૂરિ રાખ્યું.

આ આચાર્યનો જન્મ સં. ૧૫૨૨માં મારવાડના વડગામમાં થયો હતો. પિતા ગંગારાજ અને માતા ગંગારાણી. મૂળ નામ હાદકુમાર. દીક્ષા સં. ૧૫૩૮, દીક્ષા નામ હેમધર્મ સં. ૧૫૫૬ માં ક્રિયોદ્ધાર કર્યા પછી ઈડર અને શ્રીપાળે એમનો પદોત્સવ કર્યો જેમાં રાજા રાયભાણે પણ ભાગ લીધો હતો.

**હેમવિમળસૂરિની** શાખા પાલણપુરા ( હેમશાખા ) નામથી પ્રસિદ્ધ થઈ અને તે વધુ વિસ્તાર પામી. સં. ૧૫૫૦ માં **દેવદત્તના** સ્વપ્નાનુસાર સ્તંભતીર્થના શ્રી સંઘસાથે મહોત્સવપૂર્વક શત્રુંજયની યાત્રા કરી. સં. ૧૫૫૨ માં સોની **જીવા** જગાએ પ્રતિષ્ઠા કરેલી, તે વખતે **દાનધીરને** સૂરિપદ આપ્યું પણ તે ૭ માસમાં સ્વર્ગવાસી થયા, ત્યારપછી ગુરૂએ લાલપુરામાં ચોમાસું કર્યું. ત્યાં સં. થિરાસમક્ષ સૂરિમંત્ર આરાધ્યો; તે પ્રમાણે સં. ૧૫૭૦ માં ડાભિલા ગામમાં સ્તંભતીર્થના સોની **જીવા જગાએ** આવીને કરેલા મહોત્સવ પૂર્વક **આનંદવિમળ** ને સૂરિ પદવી અને **દાનશેખર** તથા **માણિક્યશેખર**ને વાચક પદવી આપી. સં ૧૫૭૨માં સ્તંભતીર્થ જવા ઇડરથી ચાલતાં કર્પટવાણિજ્ય ( કપડવંજ ) આવતાં સંઘે મોટો પ્રવેશોત્સવ કર્યો કોઈ ચાડીયાએ આવા પ્રવેશોત્સવ માટે પાતશાહ **મુજફ્ફર** પાસે વાત કરી. તેણે પકડવા બંદિ મોકલ્યા. ગુરૂ સુખેથી આવતાં આ

---

तपागच्छाधिराज भट्टारक पुरन्दर-श्री सोमसुन्दरसूरि शिष्य भट्टारक प्रभुश्री सोमदेवसूरि शिष्य भट्टारक श्री सुमतिसुंदरसूरि शिष्य भट्टारक प्रभुश्री कमलकलशसूरि शिष्य पं भुवनसोमगणिभिः आनन्दभुवनगणि पठनार्थं लिखितम् । सं. १५५१ डीसा नगरे ।

આ વિઘ્નની ખબર પડતાં રાતોરાત નીકળી સોજીત્રા ને ત્યાંથી ખંભાત પહોંચી ગયા. ખોજકોએ ગુરૂને બંદિસ્થાનકે રક્ષિત કર્યા. સંઘ પાસેથી ૧૨૦૦૦ લીધા. પછી તેમણે ફરી સૂરિમંત્ર આરાધ્યો. ત્યારપછી શતાર્થી **હર્ષકુલગણિ**[૧૪૨] **પં. સંઘહર્ષગણિ, પં. કુશલસંયમગણિ**, શીઘ્રકવિ **પં. શુભશીલગણિ**[૧૪૩] એ ચારને ચંપકદુર્ગ (ચાંપાનેર) મોકલ્યા તેમણે સુલતાનને સ્વકાવ્યથી રંજીત કરી દ્રવ્ય પાછું વળાવ્યું અને સૂરિને સુલતાને વંદન કર્યું. સં. ૧૫૭૮માં પત્તનમાં ચોમાસું કર્યું.

સ્તંભતીર્થમાં પ્રતિષ્ઠા કરી. પુનઃ પત્તને દો. **ગોપાકે** જિનપટ્ટ કરાવ્યા ને સૂરિએ પ્રતિષ્ઠિત કર્યા. વિદ્યાનગરે કોઠારી **સાયર શ્રીપાલે**

---

૧૪૨ એ સમર્થ વિદ્વાન હતા. સં. ૧૫૮૩ માં સૂત્રકૃતાંગસૂત્ર પર દીપિકા નામની ટીકા રચી ( વેબર નં. ૧૭૭૭, વે. નં. ૧૫૫૦–૫૨, બુ. ૩, નં. ૧૪૫ ), બંધહેતૂદયત્રિભંગી, વાક્યપ્રકાશ ( લીં. ), કવિકલ્પદ્રુમ, સં. ૧૫૫૭ માં લાસમાં વાસુદેવ ચોપાઈ રચી સં. ૧૫૭૭માં પૌર્ણિમાગચ્છીય **ચંદ્રપ્રભ** સૂરિ સંતાનીય **વિદ્યારત્ને** રચેલા કુર્માપુત્રચરિત્રનું સંશોધન કર્યું. સં. ૧૫૯૧ માં ગુજરાતના **બહાદુરશાહ** ( સં. ૧૫૮૧–૯૨ ) ના રાજ્યમાં ખંભાતમાં એમની પાસેથી હેમપ્રાકૃત વ્યાકરણ શીખીને વૃ. ત. **સૌભાગ્યસાગરસૂરિ** શિષ્ય **હૃદયસાગરે** હેમપ્રાકૃત વૃત્તિ નામે ઢુંઢિકામાં વ્યુત્પત્તિદીપિકા નામની વૃત્તિ રચી ( વે. નં. ૭૨ ).

૧૪૩ શ્રીમુનિસુંદરસૂરિના શિષ્ય હતા. એમણે ભરતેશ્વરબાહુબલિવૃત્તિ ( કથાકોષ ), વિક્રમચરિત્ર, પ્રભાવકકથા સં. ૧૫૦૪ ( ડો. ભાવ. ), સં. ૧૫૧૮ માં શત્રુંજયકલ્પવૃત્તિ, અભિધાનચિંતામણિને અનુસારે ઉણાદિ નામમાળા ( સાગ. ભં. પાટણ ), સં. ૧૫૪૦ શાલિવાહનચરિત્ર, પૂજાપંચાશિકા, શાંતિજીનસ્તોત્ર, નેમિસ્તવન, વગેરે અનેક ગ્રંથો રચ્યા છે.

કરાવેલ પ્રાસાદમાં પ્રતિષ્ઠા કરી. ૫૦૦ સાધુઓને દીક્ષા આપી. તે વર્ષમાં આનંદવિમળસૂરિએ કુમરગિરિમાં ચોમાસું કર્યું અને શ્રી પૂજ્યની આજ્ઞા વિના નાની વયની સાધ્વીને દીક્ષા આપી ને પછી સિદ્ધપુર શિરોહીમાં ૪ ચોમાસાં આનંદવિમળે કર્યાં. ગુજરાતમાં આવી શ્રીપૂજ્યને પુછ્યા વગર સં. ૧૫૮૨ વૈશાખ સુદિ ૩ને દિને જુદા ઉપાશ્રયમાં રહ્યા, ત્યાં તેલ ધૂસરથી મલિન વસ્ત્રોની ઋષિ મતિ જેવી પ્રવૃત્તિ થઈ. શ્રીપૂજ્યે સં. ૧૫૮૩ માં વિસલનગરમાં અસંમાધ થતાં વટપલ્લિથી ચોમાસું રહેલા આનંદવિમળોને બોલાવી ગચ્છ-ભાર લેવા કહ્યું, પોતાને ગચ્છભારની જરૂર નથી એમ કહ્યું એટલે હેમવિમળસૂરિએ સ્વહસ્તથી સૌભાગ્યહર્ષસૂરિને પોતાની પાટે સ્થાપ્યા. સં. ૧૫૮૩ માં આશ્વિન સુદિ ૧૩ ના દિને સ્વર્ગસ્થ થયા.

એમના પ્રતિષ્ઠા લેખો સં. ૧૫૪૧-૪૬-૪૭-૪૮-૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭-૫૮-૬૧-૬૩-૬૪-૬૭-૭૧-૭૨-૭૬-૭૭-૭૮-૮૧-૮૪ બુ. ૧, સં. ૧૫૫૧-૫૩-૫૫-૫૬-૬૩-૬૫-૬૬-૬૭-૬૮-૭૭-૮૦-૮૪-૮૭ બુ. ૨, સં. ૧૫૫૯-૬૪-૬૬-૭૧-૭૬ ના. ૧, સં. ૧૫૫૨-૫૪-૫૭-૬૦-૬૧-૬૫-૬૬-૮૦ ના. ૨,

એમનો શિષ્ય પરિવાર બહોળો હતો, પરંતુ નીચે મુજબનાં નામો પ્રાપ્ત થયાં છે.

૧ આનંદવિમળસૂરિ—એમનો જન્મ સં. ૧૫૪૭ ઇલા-દુર્ગ (ઇડર) માં, પિતા ઓસવાળ મેઘજી, માતા માણેકદે, મૂળ નામ વાઘજી, દીક્ષા હેમવિમળસૂરિ પાસે સં. ૧૫૫૨ માં, દીક્ષા નામ આનંદવિમળ (અમૃતમેરુ—વીરવંશાવલી), સં. ૧૫૬૮ માં ઉપાધ્યાય પદ મળ્યું. સિદ્ધપુરમાં આચાર્ય પદ. સં. ૧૫૭૦ ડાભેલા ગામમાં ખંભાત નિવાસી સોની જીવું અને જગરાજે કરેલા ઉત્સવપૂર્વક પદ સ્થાપના થઈ. આ સમયે શિથિલતા પ્રવર્તતી હતી.

તપઃ ક્રિયા વગર મોટી પદવી ધરાતી હતી. જિનાજ્ઞા વિરૂદ્ધ આચરણ થતાં હતાં. કથની કંઈ ને રહણી કંઈ એમ છતાં લોકો પાસે વંદન કરાવાતી. અભિમાન વિશેષ, પરિગ્રહનું ગ્રહણ, આદિ શુદ્ધ સાધુત નહોતી. આથી એમણે શુદ્ધ સાધુનો ઉગ્ર આચાર પાળી અં સ્થળે સ્થળે જઈ ઉગ્ર વિહાર કરી ક્રિયોદ્ધાર સં. ૧૫૮૨ માં પાટણ પાસે વડાવલીમાં કર્યો, તેમાં શિષ્ય **વિનયભાવ**ની મદદ લીધી. પૂર્વે **સોમપ્રભસૂરિએ** મરૂભૂમિમાં પાણીની દુર્લભતા જોઈ સા વિહાર બંધ કરેલો તે એમણે મરૂભૂમિમાં વિહાર કરી ખુલ્લો કર્યો જેસલમેરમાં ૬૪ દેરાસરો બંધ હતાં તે ઉઘડાવી તેમાં પૂજા ચાલુ કરાવી. એમણે ઉપવાસાદિ તપસ્યા કરી હતી. સં. ૧૫૯૬ ના ચૈત્ર સુદિ ૭ ને દિને તેઓ અમદાવાદમાં સ્વર્ગસ્થ થયા.

એમના પ્રતિષ્ઠા લેખ સં. ૧૫૯૫ ના. ૨, સં. ૧૫૯૦-૯ બુ. ૧, સં. ૧૫૯૫ બુ. ૨.

એમની પાટે **શ્રીવિજયદાનસૂરિ**[૧૪૪] આવ્યા અને તેમના શિષ્ય **શ્રી વિજયહીરસૂરિએ** મોગલસમ્રાટ **અકબરને** પ્રતિબોધ્યો.

---

૧૪૪ એમનો જન્મ સં. ૧૫૫૩ માં જામલામાં, પિતા **ભાવડ**, માતા **ભરમાદે**. મૂળ નામ **લક્ષ્મણ**. નવ વર્ષની લઘુ વયે સં. ૧૫૬૨ માં **દાનહર્ષ** પાસે દીક્ષા. તેમના પાસેથી માગીને સં. ૧૫૮૭ માં શિરોહીમાં **આનંદવિમળસૂરિએ** આચાર્ય પદવી આપી પોતાની પાટે સ્થાપન કર્યા અને **વિજયદાનસૂરિ** નામ રાખ્યું. સં. ૧૬૨૨ ના વૈશાખ સુદિ ૧૨ ના દિવસે પાટણની પાસે આવેલ વડાવલીમાં તેઓનો સ્વર્ગવાસ થયો હતો. વિશેષ માટે જુઓ ઐતિ. સઝાયમાળા ભાગ પહેલો.

એમના પ્રતિષ્ઠા લેખો—સં. ૧૬૦૩-૧૬૧૨ ના. ૧, સં. ૧૫૯૬-૧૬૦૧-૧૬-૧૭-૧૯-૨૨ ના. ૨, સં. ૧૫૯૬-૧૬૧૫-૧૭ બુ. ૧, સં. ૧૫૯૨-૯૫-૯૬-૯૮-૧૬૦૪-૧૨-૧૭ બુ. ૨.

વર્તમાનમાં વિચરતો સાધુ સમુદાય મોટા ભાગે એમની જ પરંપરાનો છે.

વિશેષ માટે જુઓ આનંદવિમળસૂરિ રાસ ઐ. રા. સં. ભા. ૩, તે સૂરિની સઝાયો ઐ. સઝાયમાળા તથા જૈન ઐતિહાસિક ગૂર્જરકાવ્યસંચય.

૨ દયાવર્દ્ધન—એમના શિષ્ય હંસધીરે સં ૧૫૫૪ શ્રાવણ માસમાં શ્રી હેમવિમળસૂરિ ફાગ રચેલ છે.

૩ કુળચરણ—એમના શિષ્ય હર્ષકળશે સં. ૧૫૫૭ માં લાસ નગરમાં વસુદેવચઉપાઈ રચી.

૪ જ્ઞાનશીલ—એમના શિષ્ય સીંહકુશલે સં. ૧૫૬૦ ચૈત્ર સુદિ ૧૩ ગુરૂવારે નંદબત્રીસીચઉપાઈ બનાવી.

૫ સાધુવિજય—એમના શિષ્ય કમળસાધુના શિષ્ય આણંદે સં. ૧૫૬૨ માં ચોવીસજીનસ્તવન રચ્યું

૬ અનંતહંસ—એમણે ઇડરગઢનાં ચૈત્યોનાં વર્ણન રૂપે સં. ૧૫૭૦ લગભગમાં ઈલાપ્રકાર ચૈત્યપરિપાટી રચી અને સં. ૧૫૭૦ પહેલાં બારવ્રતસઝાયની રચના કરી.

૭ કમળધર્મ—એમના શિષ્ય હંસસોમે સં. ૧૫૬૫ માં પૂર્વ દેશ ચૈત્યપરિપાટી રાસ રચ્યો.

૮ કુલવીર અને કુલધીર—એમના શિષ્ય કુશલસંયમે હરિબલનો રાસ રચ્યો.

૯ ધનદેવ—એમના શિષ્ય સૂરહંસના શિષ્ય લાવણ્યરત્ને સં. ૧૫૭૧ દેવગિરિમાં વત્સરાજદેવરાજરાસ,. સં. ૧૫૭૩ મત્સોદરરાસ, કલાવતી-કમલાવતીરાસ વગેરે રચ્યાં.

૧૦ કુલચરણ—એમના માણિક્યનંદિ—માણિક્યમંદિર—સંઘમાણિક્ય—શત્રુંજયમંદિર—વિવેકધર્મના શિષ્ય વિજયરત્ને

સં. ૧૫૬૩ માં લખેલી ઉપદેશમાળાની પ્રત અમદાવાદ જૈન વિદ્યાશાળાના ભંડારમાં છે.

૧૧ **કમળભુવન**—એમના **શુભાગમગણિ**— **હંસસમયગણિ**—**ઉદયકમળ** મુનિએ સં. ૧૫૬૪ માં લખેલી જ્ઞાતાસૂત્રની પ્રત જૈન સંઘ જ્ઞાન ભંડાર ( પાટણ ) માં છે.

૧૨ **ધર્મમંગળ**—એમના શિષ્ય **સુંદરધર્મગણિ**એ સં. ૧૫૭૨ માં લખેલી પાર્શ્વનાથચરિત્રની પ્રત જૈન વિદ્યાશાળા જ્ઞાન ભંડાર ( અમદાવાદમાં ) છે.

૧૩ **પ્રમોદમંડન**—એમના શિષ્ય **સુમતિમંડનગણિ**એ સં. ૧૬૦૦ માં ફાગણ વદિ ૧ સોમવારે દીવાલીકલ્પ બાલાવબોધની પ્રત ગંધારબંદરમાં લખી. તથા સં. ૧૬૪૪ માં દીપપૂજા વિષયે તેજસારરાસની પ્રત લખી. ( જૈ. ગૂ. ક. પૃ. ૨૧૫ ) એમના શિષ્ય **સહજવિમળે** સં. ૧૬૫૪ માં અણહિલપુરમાં લખેલી શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્રની પ્રત ઉ. વિ. જ્ઞા. ભં. ચાણસ્મામાં છે, જે **વિદ્યાવિમળ** અને **વિજયવિમળ**ના વાચનાર્થે લખેલ છે.

૧૪ **વિજયચંદ્રગણિ**—એમના શિષ્ય—ચેલા **વીરચંદે** સં. ૧૬૨૦ મા કાર્તિક સુદિ ૧૧ બુધે શીલશિક્ષારાસની પ્રત લખી.

૧૫ **સુમતિવિમળ**—એમના **સુંદરવિમળ**—**શિવવિમળ**—**ધીરવિમળ**ના શિષ્ય **સૌભાગ્યવિમળે** સં. ૧૬૭૧ માં કાર્તિક સુદિ ૧૩ દિને કડી નગરે શ્રીકર્મગ્રંથવૃત્તિની પ્રત લખી, પં. લા. વિ. જ્ઞા. ભં. રાધનપુર.

૧૬ **લક્ષ્મીભદ્ર**—એમણે **મુનિસુંદરસૂરિ** કૃત સુમુખાદિ નૃપચતુષ્કકથાનું તેમજ **રત્નશેખરસૂરિ** કૃત શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર વૃત્તિ (અર્થદીપિકા) નું સંશોધન કર્યું હતું. એમના શિષ્ય **આનંદમાણિક્ય**ના શિષ્ય **શ્રુતસમુદ્રે** સં. ૧૫૫૮ માં લખેલી સૂત્રકૃતાંગસૂત્રની પ્રત જૈ. સં. જ્ઞા. ભં. પાટણમાં છે.

૧૭ હર્ષકુલગણિ—ટૂંક હકીકત ઉપર આપી છે.

૧૮ ચારિત્રરત્ન—દાનપ્રદીપ. યસ્તેશ્રી૰ ચતુર્વિંશતિજિનસ્તવન, શ્રીજિનર્ષભ૰ ચતુર્વિંશતિજિનસ્તવન આદિના રચયિતા. એમના શિષ્ય જિનમાણિક્ય[145] સુમતિસાગર-શિષ્ય સિંહસારે સં. ૧૫૫૮માં ચૈત્ર સુદિ ૩ ને ગુરૂવારે લખેલી શ્રાદ્ધપ્રતિક્રમણવૃત્તિની પ્રત જૈ. સં. તા. ભં. પાટણમાં છે.

૧૯ આનંદમાણિક્ય—એમણે નવખંડપાર્શ્વજીનસ્તવન રચેલ છે. (જુઓ. પૃ. ૧૮૩)

૨૦ સૌભાગ્યહર્ષસૂરિ—એમનો જન્મ સં. ૧૫૫૫. પં. શ્રી હર્ષદાનગણિ વિહરતા વૃદ્ધનગર (વડનગર) આવ્યા સં. ૧૫૬૩માં હેમવિમળસૂરિએ દીક્ષા આપી અને તેમણે જ સં. ૧૫૮૩માં આશ્વિન સુદિ ૧૦ ના રોજ સૂરિપદ આપી નિજપટ્ટે સ્થાપિત કર્યા. તે વખતે વ્યવહારી ભીમશી રૂપા, દેવદત્ત કથા, જયવંત પ્રમુખે એક લાખ ખર્ચી પદ મહોત્સવ કર્યો. સં. ૧૫૮૬માં અલવર નગરથી આવેલ અને વૃદ્ધનગરમાં રહેતા ટંકશાલીય શા. ડાહ્યા પ્રમુખ સદ્‌શિવદાસ ભવાનીદાસે ત્યાંના ગુજરાતના શ્રીસંઘસહિત આ સૂરીશ્વર સાથે પત્તન (પાટણ)થી માંડી શત્રુંજય-ગિરનાર સુધીના દરેક નગરે સુવર્ણટંક ખર્ચી સ્તંભતીર્થની યાત્રા કરી સ્તંભતીર્થમાં સં. ૧૫૮૯ જ્યેષ્ઠ સુદિ ૯ રવિવારે ગચ્છનાયક પદ મહોત્સવ કર્યો.

---

145 જુઓ જૈનસ્તોત્રસંદોહ ભા, ૧, પૃ. ૭૦ અને જૈનસ્તોત્રસમુચ્ચય ભા. ૧, પૃ. ૧૯૩

• એમને શતાર્થી સોમપ્રભના મિત્ર કહેવામાં આવે છે. જુઓ હેમવિમળસૂરિ રાજ્યે એમના જ શિષ્ય અનંતહંસ કૃત દશદૃષ્ટાન્તચરિત્ર (આ. ક. પાલિતાણા)

तेषां च विजयराज्ये शतार्थिसोमप्रभप्रभोः सजुषाम् ।
जिनमाणिक्यगुरूणां प्रसादतः प्राप्तविधेन ॥

એમણે પ્રાકૃતમાં કુર્માપુત્ર ચરિત્ર રચેલ છે. (પી. ૩, નં. ૫૮૮).

વિદ્યાપુર (વિજાપુર)માં સં, ૧૫૯૫ પોષ સુદિ ૫ ગુરૂ પુષ્પયોગે અમદાવાદના સંઘે મળીને પં. **સોમવિમળ**ને વાચકપદ આપ્યું, તેજ વર્ષે ઈડરમાં ૫૦૦ પાષાણ પ્રતિમા ને ૭૦૦ દિગંબર, ૫૦૦ અન્યગચ્છી યતિ ૭૦૦ સ્વદર્શની સાધુ સમક્ષ પરિધાપનિકાપૂર્વક પ્રતિષ્ઠા કરી. સં. ૧૫૯૬માં અમદાવાદ આવ્યા. શ્રીસંઘે સં. ૧૫૯૭માં આશ્વિન સુદિ ૫ દિને વાચક **સોમવિમળ** તથા **સકલહર્ષ** મુનિને સૂરિ પદવી આપી. તેનો મહોત્સવ શા. **ગંગાદાસ** પુત્ર **દેવચંદે** કર્યો. **વિજયકુલ** અને **વિનયકુલ**ને ઉપાધ્યાય પદવી આપી. ઓસવંશના ૩૦૦ શ્રાવકોને સાધુ દીક્ષા આપી. સં. ૧૫૯૭ના કાર્તિક સુદિ ૧૨ સ્વર્ગવાસ.

એમના પ્રતિષ્ઠા લેખ—સં. ૧૫૮૪ બુ. ૨, સં. ૧૫૯૦ બુ. ૧.

**સૌભાગ્યહર્ષ**સૂરિના એક શિષ્ય **કલ્યાણ** નામે હતા જેમણે સં. ૧૫૯૪ ગંધારમાં કૃતવર્મ રાજાધિકારરાસ રચ્યો છે.

બીજા શિષ્ય **સોમવિમળસૂરિ**—ખંભાત પાસે કંસારી ગામના વૃદ્ધ પ્રાગ્વાટ મંત્રી સમધરવંશે **મંત્રી રૂપા** (ક્વચિત્ **શ્રીપંત**) ભાર્યા **અમરાદે** કુખે જન્મ સં. ૧૫૭૦, અમદાવાદમાં **હેમવિમળસૂરિ** પાસે દીક્ષા સં. ૧૫૭૪ વૈશાખ સુદી ૩, દીક્ષા મહોત્સવ સં. **ભૂભચ જસુકે** કર્યો. ખંભાતમાં પ્રાગ્વાટ શા. **કીકાએ** સં. ૧૫૯૦ના ફા. વદિ ૫ને દિવસે ખુબ દ્રવ્યનો વ્યય કરી ગણિપદ અપાવ્યું. સં. ૧૫૯૪ ફા. વદિ ૫ ને દિને શિરોહીમાં **સૌભાગ્યસૂરિએ** ગાંધી **રાણા જોધાએ** કરેલા ઉત્સવપૂર્વક પંડિતપદ આપ્યું. અજાહરીમાં શારદા આરાધી વર લીધો, ત્યાંથી સુર સાથે વિદ્યાપુર આવ્યા. ત્યાં તેજા માંગાએ ઉત્સવ કરી વાચક પદ અપાવ્યું સં. ૧૫૯૫, અમદાવાદમાં **સૌભાગ્યહર્ષસૂરિએ** સં. ૧૫૯૭માં સૂરિપદ આપ્યું, તેજ વર્ષમાં ચૈત્ર માસે વીજાપુરના શા. **તેજાએ** બહુગામના સંઘ સાથે ૩૦૦ સાધુ સહિત **સોમવિમળસૂરિ** સંગાથે ૪ લાખના વ્યયથી વિમળાચળની યાત્રા કરી. સં. ૧૫૯૯ પાટણમાં ચતુર્માસ, સં. ૧૬૦૦ કાર્તિક સુદિ ૧ને દિને પત્તનના

સંઘ સાથે શત્રુંજય, રૈવતાચલની યાત્રાએ ગયા. ત્યાંથી દીવબંદર જઇ ચૈત્ર સુદિ ૧૪ દિને અભિગ્રહ લીધો, તે પુરો થયા પછી શત્રુંજયની યાત્રા કરી ધોલકા, ખંભાત ને ત્યાંથી કાન્હમ દેશે વણછરા ગામે આવ્યા. ત્યાં **આનંદપ્રમોદ**ને વાચકપદ આપ્યું. પછી આમ્રપદ (આમોદ) આવીને સં. **માંડણ**ના કરેલા ઉત્સવપૂર્વક **વિદ્યારત્ન, વિદ્યાજય**ને વિબુધની પદવી આપી. સં. ૧૬૦૨ અમદાવાદમાં ચતુર્માસ. સં. ૧૬૦૫ના માઘ સુદિ ૫ દિને ગચ્છાધીશ પદ મળ્યું. સં. ૧૬૦૮ રાજપુરમાં ચોમાસું. પછી ત્યાં વૈશાખ સુદિ ૩ને દિને ચીડીયા અભિપાલે કરાવેલી પ્રતિમાઓ પ્રતિષ્ઠી. સં. ૧૬૧૭માં અક્ષયદુર્ગે ચોમાસું. ત્યાં આસો શુદિ ૧૪ને દિને અશુભસૂચક ચિન્હ જોતાં સંઘને જણાવ્યું કે તે દુર્ગનો ભંગ થશે એમ કહી સાતમે શુર હાથિલ ગામમાં જઇ હુંડપદ્રની મરકી નિવારવા ત્યાંના સંઘના આગ્રહથી હુંડપદ્રમાં જઇ મરકી નિવારી. સં. ૧૬૧૯માં ખંભાત ચોમાસું કરી પછી નંદુરબારમાં. સં. ૧૬૨૩માં અમદાવાદમાં છ વિગયને ત્યાગવાનો અભિગ્રહ એમ અનેક અભિગ્રહ કર્યા અને પાળ્યા. અષ્ટાવધાની, ઇચ્છાલિપિવાચક, વર્ધમાનવિદ્યા, સૂરિમંત્ર સાધક, ચૌર્યાદિ ભય તથા કુષ્ટરોગાદિ નિવારક અને શતાર્થ બિરૂદ ધારક થયા. કુલ ૨૦૦ને દીક્ષા આપી.

એમના પ્રતિષ્ઠા લેખો સં. ૧૬૦૩-૨૨ જુ. ૨, સં. ૧૬૩૭ માગશર માસે સ્વર્ગવાસ. વિશેષ માટે જુઓ તેમના શિષ્ય આનંદસોમે સં. ૧૬૧૯માં રચેલ શ્રીસોમવિમળસૂરિ રાસ. (પ્ર. જૈ. ઐ. ગૂ. કાવ્યસંચય. જિન વિ. સંપાદિત), એમના હસ્તાક્ષરની લખેલી સં. ૧૬૦૪ની અંતકૃદ્દશાંગસૂત્રની પ્રત મુનિ શ્રીદોલતવિજય સંગ્રહિત શાસ્ત્રસંગ્રહ (છાણી)માં છે.

એમની સાહિત્યસૃષ્ટિ—ચંપકશ્રેષ્ઠિ રાસ સં. ૧૬૨૨ના શ્રાવણ સુદિ ૭ શુક્રવારે વિરાટનગરમાં, દશદષ્ટાંતગીતા. કલ્પસૂત્ર બાલાવબોધ. ૨. સં. ૧૬૨૫, લ. સં. ૧૬૫૯-૧૬૭૮. દશવૈકાલિક બાલાવબોધ.

વિપાકસૂત્ર બાલાવબોધ. લ. સં. ૧૬૨૭ ધમ્મિલકુમારરાસ. સં. ૧૫૯૧ ગૌતમપૃચ્છા બાલાવબોધ. લ. સં. ૧૬૪૫ પટ્ટાવલી સજ્ઝાય. સં. ૧૬૦૨ શ્રેણિકરાસ (સમ્યક્ત્વસાર) ૨ સં. ૧૬૦૩ ભાદ્રવા સુદી કુમારગિરિમાં. નવતત્ત્વ જોડ સં. ૧૬૨૨ પહેલાં. ક્ષુલ્લક કુમારરાસ. સં. ૧૬૩૩ ભાદ્રવા વદિ ૮ અમદાવાદના રાજપરામાં.

એમનો શિષ્ય પરિવાર—

૧ **આનંદસોમ**—જન્મ સં. ૧૫૯૬ કા. સુ. ૧૫ દીક્ષા સં. ૧૬૦૧ કા. સુ. ૧૫. પંડિતપદ પા. સાંડાએ કરેલ ઉત્સવપૂર્વક મળ્યું. સં. ૧૬૨૫ વૈ. સુ. ૫ ને દિને પત્તનમાં સં. **દેવજ**કૃત ઉત્સવથી શ્રી **સોમવિમળ-સૂરિએ** સૂરિપદ આપ્યું, અમદાવાદમાં સં. ૧૬૩૦ માઘ સુદિ ૫ આચાર્યવંદન મહોત્સવ થયો તે વખતે **હંસસોમ** અને **દેવસોમને** વાચક પદવી આપી. તે ઉત્સવ વૃદ્ધનગરના સંઘવી **લખમણ** પુત્ર **નાનજી** આદિએ કર્યો, સં ૧૬૩૬ ભાદ્રવા વદિ ૫ દિને એમનો સ્વર્ગવાસ થયો, તેથી **સોમવિમળસૂરિએ** હેમસોમને સૂરિપદ આપ્યું.

૨ **હેમસોમ—ધાણધાર** (પાલણપુર પાસે) દેશમાં પ્રા. વૃ. શા. **જોધરાજ**ની પત્ની **રૂડી**થી સં. ૧૬૨૩માં જન્મ, મૂળનામ **હરખો (હર્ષરાજ)** આઠ વર્ષની વયે વડગામમાં આવેલા **સોમવિમળસૂરિને** વાંદવા જતાં ત્યાં સં. ૧૬૩૦માં દિક્ષા. દિક્ષા નામ **હેમસોમ.** સં. ૧૬૩૫માં સં. **લખમણે** કરેલા ઉત્સવપૂર્વક પંડિતપદ. સં. ૧૬૩૬ વૈશાખ સુદિ. ૨ દિને સં. લખમણ તેમજ વૃદ્ધનગર (વડનગર) વાસી બધા સંઘે મળીને શ્રી **સોમવિમળસૂરિના** હસ્તે સૂરિપદ અપાવ્યું.

એમના પ્રતિષ્ઠા લેખો: સં. ૧૬૬૭-૮૭, બુ. ભા ૧. એમના શિષ્ય **વિમળસોમ — આનંદપ્રમોદ**—સુકૃતપ્રમોદના શિષ્ય તેજ-

પ્રમોદે તથા આનંદવીર-સંઘવીર-ઉદયવીર[૧૪૬]-ઉદયસિંહે સં. ૧૬૪૬ માં લખેલી રત્નશેખરસૂરિકૃત શ્રાદ્ધપ્રતિક્રમણવૃત્તિ (અર્થદીપિકા) ની પ્રત ખંભાત શ્રી શાંતિનાથજીના ભંડારમાં છે.

૩ **પ્રમોદશીલ**—સં. ૧૬૧૩ના ફા. સુ ૧૦ના વીસવિહરમાનના પાંચ બોલ સંયુક્ત ૩૭૦ જિનનામસ્તવન રચ્યું.

૪ **સંઘચારિત્ર**—એમના શિષ્ય **વિમળચારિત્રે** સં. ૧૬૦૫ શ્રાવણ સુદિ ૧ ગુરૂવાર નટપદ્ર (નડીયાદ)માં રાજસિંહરાજ-નવકાર ચોપાઇ રચી અને તેમના શિષ્ય **હેમચારિત્રે** લખી.

૫ **લક્ષ્મીભદ્ર**—એમના ઉદયશીલ-ચારિત્રશીલ-પ્રમોદશીલના શિષ્ય **દેવશીલે** સં. ૧૬૧૯ બીજા શ્રાવણ વદ ૯ રવિવારે વડવા ગામમાં વૈતાલપચીશી રાસ રચ્યો. બીજા શિષ્ય **આનંદમાણિક્યના** શિષ્ય **શ્રુતસમુદ્રે** શોધેલ સૂત્રકૃતાંગની પ્રત સં ૧૫૫૮ની જૈ. સં. જ્ઞા. ભં. પાટણમાં છે.

૬ **હંસસોમના** વિમળસોમ-વિશાલસોમ-જિનકુશલના શિષ્ય **લક્ષ્મીકુશલે** સં ૧૬૯૪ ફા. સુ ૧૩ શુક્રવારે ઇડર પાસેના ઓડગામમાં વૈદ્યસાર-રત્નપ્રકાશ રચ્યો.

૭ **હર્ષસોમ**—એમના જશસોમના શિષ્ય **જયસોમે** સં. ૧૭૧૬માં ૭ કર્મગ્રંથ ઉપર બાલાવબોધ રચ્યો.

૮ **વિદ્યાવિજય**—એમના શિષ્ય **શ્રીવિજયે** સં. ૧૫૯૭માં માગશર વદિ ૨ રવિવારે નંદબાર નગરમાં શ્રીસિદ્ધાંતવિચારરાસ લખ્યો. (લે ભં પાટણ)

૯ **રત્નસોમ**—એમના શિષ્ય **વિદ્યાસોમે** સં. ૧૬૮૭માં લખેલી શાંતિનાથચરિત્રની પ્રત વિ. દા. સૂ. શા. સં. છાણીમાં છે. (પ્ર. પૃ. ૧૯૮)

---

૧૪૬ એમણે સં. ૧૬૫૪ માં પાર્શ્વનાથચરિત્ર ગદ્ય રચેલ છે. (મુદ્રિત. જૈ. ધ. પ્ર. સભા ભાવનગર).

આ પ્રમાણે એમની પરંપરા વિસ્તૃત અને વિદ્વતાસંપન્ન હતી. મને મલી આવ્યા એટલાનો મ્હેં ઉલ્લેખ કર્યો છે. અન્ય વિદ્વાનો વધુ પ્રકાશ પાડશે તો તેમનો આભાર માનીશ.

પ્રસ્તુત વિભાગના પૃ. ૨૧૭ ઉપર આપેલ કમળશબ્દ શ્લેષમય શ્રીપાર્શ્વજિનસ્તવન સિવાય **શ્રીહેમવિમળસૂરિની** કોઈ પણ કૃતિ હજુ સુધી મારા જાણવામાં કે જોવામાં આવી નથી, તેઓ ઉગ્રવિહારી, મહાતપસ્વી અને પ્રભાવક હતા.

વાચકોની સુગમતા ખાતર ઉપરોક્ત સર્વ મુનિઓની પરંપરા વૃક્ષરૂપે સાથેના કોઠામાં આલેખવામાં આવી છે—

## ૩૨ આનંદમાણિક્ય

આ મહાત્મા નં. ૩૧માં દર્શાવેલા **હેમવિમળસૂરિના** શિષ્ય હતા. હેમવિમળસૂરિનો જન્મ સં. ૧૫૨૨માં અને સ્વર્ગવાસ સં. ૧૫૮૩માં થયો હતો તેથી એમનો પણ સત્તાકાળ એજ હોઈ શકે. એમની અન્યકૃતિ ઓ વગેરે હજુ સુધી કયાંય મારા જોવામાં કે જાણવામાં નહી આવવાથી વિશેષ પરિચય આપવાનું બની શકે તેમ નથી.

## ૩૩ મહોપાધ્યાય કલ્યાણવિજય

જન્મસ્થળ લાલપુર[૧૪૭]. પિતા હરખાશાહ[૧૪૮]. માતા પુંજી[૧૪૯]. સં. ૧૬૦૧ના આસો વદિ ૫ શનિવારે જન્મ. નામ કાકરશી.

---

૧૪૭ ગૂર્જર દેશના પલખડી નગરમાં પ્રાગ્વાટવંશીય સંઘવી **આજડ** રહેતો હતો. તેનો પુત્ર સંઘવી **ઝીંપુર** (!) હતો તેને બે પુત્ર થયા. તેમાં **રાજસી** નામનો પુત્ર અતિ ઉદાર હતો. તેનો પુત્ર **થિરપાળ** નામે હતો. આ વખતે ગુજરાત દેશમાં **મહમૂદ** (પહેલો બેગડો. ઇ. સ. ૧૪૫૯–૧૫૧૩ ) નામનો સુલતાન રાજ્ય કરતો હતો તેની પાસે **થિરપાળ** ગયો અને સુલતાને બહુ માન આપી તેને લાલપુર ગામ ભેટ આપ્યું. ત્યાર પછી તે ત્યાં રહેવા લાગ્યો. સં. ૧૫૬૩ માં

(ઠકકુરસિંહ) પાડવામાં આવ્યું સં. ૧૬૧૬ વૈશાખ વદિ ૨ ને દિવસે એમના મામા સોમદત્તે કરેલા ઉત્સવપૂર્વક શ્રીહીરવિજયસૂરિના[૧૫૦]

---

થિરપાળે એક જિનમંદિર કરાવ્યું. અને સં. ૧૫૬૫ માં પુષ્કલ વિત્ત ખરચી આનંદવિમળસૂરિને ઉપાધ્યાય પદવી અપાવી અને સાથે જિનબિંબ પ્રતિષ્ઠા કરાવવામાં આવી હતી.

૧૪૮ ઉપરોક્ત થિરપાળને ૭ પુત્ર થયા. તેમનાં નામ— ૧ મોટા, ૨ લાલા, ૩ **ખીમા**, ૪ **ભીમા**. ૫ કરમણ, ૬ **ધરમણ**. સંઘપતિ થયા. સંઘવી **ભીમાને** પાંચ પુત્ર નામે—સંઘપતિ **હીરા**, **હરખા**, **વિરમાળ**, **તેજક**, પ્રમુખ થયા. તેઓ પરણ્યા, જુદા થયા અને પછી માબાપ અનશન કરી સ્વર્ગે સિધાવ્યા. એમાંના **હરખાશાહ** તે પ્રસ્તુત મહાત્માના પિતા

૧૪૯ મહેસાણા નગરમાં ચંપક નામનો વણિક વસતો હતો. તેને બે પુત્ર **સોમદત્ત** અને **ભીમજી** તથા પુત્રી પુંજી હતી. તે ઉપરોક્ત સં. હરખાશાને પરણાવી હતી.

૧૫૦ નં ૩૧માં જણાવેલ **આનંદવિમળસૂરિના** પટ્ટધર શ્રી **વિજયદાનસૂરિના** પટ્ટ પ્રભાવક હતા એમનો જન્મ સં. ૧૫૮૩ માગશર સુદિ ૯ પાલણપુરમાં કુંવરજી પિતા. નાથી માતા. દીક્ષા પાટણમાં સં. ૧૫૯૬ના કાર્તિક વદ ૨. વાચકપદ નારદપુરીમાં વરકાણક ઋષભદેવના મંદિરમાં સં. ૧૬૦૮ના માઘ સુદિ ૫ સૂરિપદ શિરોહીમાં સં. ૧૬૧૦માં સ્વર્ગગમન ઉન્ના (હાલના ઉના) નગરમાં સં. ૧૬૫૨ના ભાદ્રપદ સુદિ ૧૧ને દિને થયું હતું. એમણે મોગલ સમ્રાટ્ અકબરને પ્રતિબોધ્યો હતો. તીર્થરક્ષાના ફરમાનો મેળવ્યાં હતાં, અને પર્યુષણાદિ દિનોમાં (એકંદર ૭ માસ) જીવહિંસા બંધ કરાવી હતી એમણે સં. ૧૬૩૯માં જંબુદ્વીપપ્રજ્ઞપ્તિ ટીકા (વે. નં. ૧૪૫૯) અંતરિક્ષપાર્શ્વસ્તવ આદિ કૃતિઓ રચી છે.

એમના પ્રતિષ્ઠા લેખો-સં. ૧૬૧૧-૨૩-૨૮-૩૦-૩૪-૩૮-૪૪

વરદ હસ્તે દીક્ષા લીધી. અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરી સારી વિદ્વતા મેળવી સં. ૧૬૨૪ના ફાગણ વદિ ૭ ને દિને પાટણમાં વાચકપદ (ઉપાધ્યાયપદ) ગુરૂએ આપ્યું.

સં. ૧૬૩૯માં શ્રીવિજયહીરસૂરિએ રચેલી જંબૂદ્વિપપ્રજ્ઞપ્તિ વૃત્તિ તથા ધર્મસાગર ઉપાધ્યાયકૃત સવૃત્તિક ગુર્વાવલી (પટ્ટાવલી)ના સંશોધનમાં સં. ૧૬૫૮ વર્ષમાં અમદાવાદમાં પણ એમણે ભાગ લીધો હતો.

સં ૧૬૭૧માં દેવવિજય શિષ્ય જયવિજયે રચેલી શોભન-સ્તુતિવૃત્તિમાં એમને પોતાના વિદ્યાગુરૂ જણાવ્યા છે.

સં. ૧૬૪૪નાં શ્રીમાલવંશીય શ્રેષ્ઠી ભારમલ્લના પુત્ર સંઘપતિ ઇંદ્રરાજે વૈરાટનગરમાં[૧૫૧] નવીન બંધાવેલા ઈંદ્રવિહાર નામના જિનમં-

---

-૪૭ ના. ૧, સં. ૧૬૧૭-૨૪-૨૭-૨૮-૩૩-૩૭-૩૮-૪૧-૪૨-૪૪-૫૧ ના. ૨, સં. ૧૬૨૪ ૨૮-૩૦-૩૬-૩૭ ખુ. ૧, સં. ૧૬૨૨-૨૪-૨૬-૨૭-૨૮-૩૦-૩૧ ૩૨-૩૭-૩૮-૪૪-૫૩ ખુ. ૨; સં. ૧૬૨૦-૪૨-૫૦ ગે. રે. એમના સ્વર્ગવાસ પછી ઉનામાં લાડકી-બાઇએ સૂરિનો સ્તૂપ બનાવી પગલાંની સ્થાપના કરી હતી.

વિશેષ માટે જુઓ સંસ્કૃત હીરસૌભાગ્યકાવ્ય (નિર્ણયસાગર મુદ્રિત), વિજયપ્રશસ્તિકાવ્ય (નિ. સા. મુ ) ઋષભદાસકૃત હીરવિજય-સૂરિનો રાસ, આ. કા. મહોદધિ. સૂરિશ્વર અને સમ્રાટ્ ( મુનિ વિદ્યાવિજયજી), હીરવિજયસૂરિ સઝાય. ઐ. સઝાયમાળા અને જૈ. ઐ. કાવ્યસંચય વગેરે.

૧૫૧ રાજપુતાનાના જયપુર રાજ્યમાં આવેલું વૈરાટ નામે ગામ. જેના આજુબાજુના પ્રદેશને હજુ પણ લોકો મત્સ્યદેશ કહે છે- અહિં જોવાલાયક ત્રણ વસ્તુઓ જણાય છે. ૧. પાર્શ્વનાથનું મંદિર. ૨ બીજક પહાડ. ૩ ભીમકી ડુંગરી. પાર્શ્વનાથનું મંદિર અત્યારે દિગંબરીઓને તાબે છે પરંતુ નિર્વિવાદ રીતે કહી શકાય છે કે મૂળ એ મંદિર શ્વેતાંબરોની માલિકીનું હતું, વિશેષ માટે જુઓ જિનવિ૦ જૈ. પ્રા. લે. ભા. ૨, અવલોકન પૃ. ૨૬૯ ની ફુટનોટ.

દિરની પ્રતિષ્ઠા કરાવી. વિશેષ માટે જુઓ શ્રીબુદ્ધિસાગરસૂરિ સંપાદિત જૈન રાસમાળા ભા. ૧માં મુદ્રિત એમના જ શિષ્ય **જયવિજય** કૃત કલ્યાણવિજયસૂરિ રાસ.

એમનો શિષ્ય પરિવાર—પં. **લાભવિજય**—વ્યાકરણ શાસ્ત્રમાં અત્યંત પ્રવીણ હતા. યોગ શાસ્ત્રના શ્લોક **नमोदुर्वाररागादि॰** ઉપર ૫૦૦ અર્થ કરેલ છે એમ પટ્ટાવલીઓમાં ઉલ્લેખ મળે છે. ઉપરોક્ત ઈંદ્રવિહારની પ્રશસ્તિ એમણે રચી છે. (જુઓ જિન વિ.૨, ૩૭૯), સં. ૧૬૪૪ માં વૈરાટનગરના દેરાસરની પ્રશસ્તિ લખી. સં. ૧૬૫૨ માં **વિજયસેનસૂરિ**ના શિષ્ય **વિનયકુશળે** રચેલા સ્વોપજ્ઞ વૃત્તિયુક્ત મંડળ પ્રકરણ ( પ્ર આ. સભા. ) સં. ૧૬૫૬ ખંભાતમાં **હેમવિજયે** રચેલા ઋષભશતકનું, સં. ૧૬૫૮ માં **કલ્યાણવિજય** અને **મુનિવિજય**ના શિષ્ય **દેવવિજયગણિ** કૃત જિનસહસ્રનામનું સ્તોત્ર (તેની સુબોધિકા વૃત્તિયુક્ત ) અને **કમળવિજય** શિષ્ય **હેમવિજય** ગણિ વિરચિત ચિંતામણિપાર્શ્વનાથ નામક દેરાસરની પ્રશસ્તિનું એમણે સંશોધન કર્યું હતું, એમની શિષ્ય સંતતિમાં–

૧ **જીતવિજય**[૧૫૨]—એમના શિષ્ય **પદ્મવિજય**[૧૫૩] થયા.

૨ **નયવિજય**–[૧૫૪] એમના શિષ્ય સુપ્રસિદ્ધ ન્યાય વિશારદ

---

૧૫૨ એ ગૃહસ્થ અવસ્થાએ નાગોરના વતની હોઈ બાદશાહ અકબર પાસે રહેતા અને તેના માનપત્ર ગણાતા. નામ **જૈતાશાહ**. બાદશાહની અનુમતિથી મોટી ધામધૂમપૂર્વક શ્રી હીરવિજયસૂરિ પાસે તેમણે દીક્ષા લીધી હતી.

— જુઓ સૂરીશ્વર અને સમ્રાટ્ પૃ. ૨૨૦

૧૫૩ મહોપા. યશોવિ. ના ગૃહસ્થાવસ્થાંના સગા ભાઈ હતા નામ **પદમસી**.

૧૫૪ એમણે સં. ૧૬૯૨માં **મેરુવિજય** કૃત યમકમય ચતુર્વિંશતિજિનસ્તોત્રની પ્રત મુનિ જશવિજયના વાંચનં માટે લખેલી હાલમાં અમને પ્રાપ્ત થએલી છે.

-ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રી યશોવિજયજી[155] થયા. એમના જીવન પ્રસંગ માટે જુઓ શાસ્ત્રવાર્તાસમુચ્ચય (દે. લા. પુ. ફં.) પ્રતિમાશતક (પ્ર. મુ. ક. મો.), જૈનસ્તોત્રસંદોહ ભા. ૧ (પ્ર. નવાબ સારાભાઈ) યશોવિ. ગૂર્જરકાવ્યસંગ્રહ વગેરેની પ્રસ્તાવના એ જ,

---

૧૫૫ અત્રે અપ્રાસંગિક હોવા છતાં અદ્યાવધિ અપ્રસિદ્ધ હોવાને લીધે એમની શિષ્ય પરંપરા સંબંધી કેટલીક ઉપલબ્ધ થતી નામાવલી ટુંક હકીકત સાથે રજુ કરૂં છું—

૧ **તત્ત્વવિજય**—એમણે સં. ૧૭૨૪ વસંતપંચમી ગુરૂવારે સ્યાણી શહરમાં અમરદત્તમિત્રાણંદરાસ રચ્યો તથા જ્ઞાનપંચમી સ્તવન, ચોવિસી વગેરે બનાવેલ છે. એમના શિષ્ય **પુણ્યવિ૦**ના શિષ્ય **રત્નવિજયે** સં. ૧૭૯૪માં લખેલી જ્ઞાનસાગર કૃત શ્રીપાળ રાસની પ્રત ૩૩-૧૩ લીં. માં છે.

૨ **લક્ષ્મીવિજય**—એમણે સં. ૧૬૫૦માં વ્યાસ કલ્યાણે લખેલી સારસ્વત વ્યાકરણ પૂર્વાર્ધની પંચ પાટી પ્રત પોતાને માટે લીધી હતી તે હાલ સિનોર જૈન સંઘના જ્ઞાનમંદિરમાં છે. એમના શિષ્ય **પ્રેમવિજય** થયા. જેમણે ઉપરોક્ત **તત્ત્વવિજય** કૃત સ્તવન ચોવીસીની પ્રત સં. ૧૭૩૫ વર્ષે પોસ વદિ ૩ દિને શ્રી વીજાપુરના સ્યાહપુરમાં લખી. ૮-૧૪ આ. ક. આ પ્રતના પ્રારંભમાં **લક્ષ્મી-વિ૦**ને નમસ્કાર કરેલ છે.

૩ **ગુણવિજય**—એમના શિષ્ય **કેશરવિજયે** સં. ૧૭૬૪ પોષ સુદિ ૩ દિને અમ્મદપુર ચૌમાસુ રહીને લખેલી જ્ઞાનસાગર કૃત શાંતિનાથરાસની પ્રત પ્ર. કાં. વડો. ૫૪ પત્ર, ૪૭-૧૬મો. અને **કેશરવિજય**ના શિષ્ય **વિનીતવિજય**ના **દેવવિજયે** સં. ૧૭૯૭ વર્ષે આષાડ વદિ ૩૦ દિને રાત્રિના પ્રથમ પ્રહરે લખેલી **મહોપા૦ યશો૦** કૃત દૃષ્ટિવિચાર સઝાયના બાલાવબોધની પ્રત મલી આવી છે. જે પ્રતના પત્ર ૧૬ છે. ( પ્ર. કાં. વડો. )

સાહિત્ય પરિષદના અહેવાલમાં મુદ્રિત......તથા જૈન જ્યોતિ કાર્યાલય તરફથી પ્રકાશિત યશોવેલી ભાસ વગેરે. એમણે રચેલા ગ્રંથોના આદિ અંત વિભાગ સાથેની યાદિ ( સ્તુતિચતુર્વિંશતિકાની ભૂમિકા.)

૩ ધર્મવિજય[૧૫૬]—સં. ૧૬૬૫માં રાજનગરમાં શ્રી વિજયદેવસૂરિની આજ્ઞાથી શુભવિજયે રચેલા કાવ્યકલ્પલતામકરંદ ( જે. ૫૭. પી. ૬, ૨૬; એ. ભં. ), તથા દેવેંદ્રસૂરિ કૃત દાનાદિ ચાર કુલક ઉપર સં. ૧૬૬૬ માં દેવવિજયે રચેલી ધર્મરત્નમંજૂષા નામક-વૃત્તિ સંઘવિજય સાથે એમણે સંશોધી હતી.

---

ગુણવિજયના બીજા શિષ્ય સુમતિવિજય થયા. એમના શિષ્ય પ્રતાપવિજયે મીયાનગરે હુરખચંદ પઠનાર્થે લખેલી મહો૦ યશોવિ૦ કૃત સીમંધરસ્વામી સ્તવન (૧૨૫ ગાથા)ની પ્રત ૮–૧૨ જૈ. સં. એ. ૧૩૨૮માં છે.

સુમતિવિજયના બીજા શિષ્ય ઉત્તમવિજયે વિજયજિનેંદ્રસૂરિ રાજ્યે ( સં. ૧૮૪૧ થી ૧૮૮૪ વચ્ચે ) શ્રી રત્નશેખરસૂરિ કૃત શ્રાદ્ધવિધિ ઉપર બાલાવબોધ રચ્યો. ઉપરોક્ત ૧૨૫ ગાથાના સ્તવનની પ્રતના પ્રારંભમાં એમને નમસ્કાર કરેલ છે

૪ હેમવિજય—એમણે ' જબ લગ ઉપશમ નાંહી રતી 'એ સઝાય રચેલી છે. તેની છેલ્લી કડીમાં—

શ્રી નયવિજય વિબુધવર રાજે, જાને જગ કીરતિ.

શ્રી જશવિજય ઉવઝાય પસાયે, હેમ પ્રભુ સુખ સંતતિ ॥૬॥

આ પ્રમાણે પોતાના નામનો નિર્દેશ કરે છે, છતાં ઘણી ખરી પ્રતોમાં ઉપાધ્યાયજીની કૃતિ તરીકે જ ઓળખાવવામાં આવે છે.

એમના શિષ્ય જયવિ૦—શુભવિ૦—ગુમતિવિ૦ ના શિષ્ય રામવિજય થયા. જેઓ વ્યાખ્યાન કળામાં ઘણા કુશળ હતા. એમણે ધર્મદાસગણિ કૃત ઉપદેશમાળા ટીકા રચી ( પ્ર. હી. હં.) અને

ગુજરાતીમાં સં. ૧૭૬૦માં તેજપાળરાસ, સં. ૧૭૬૬માં ધર્મદત્ત-ઋષિરાસ, સં. ૧૭૮૫ વૈશાખ સુદિ ૭ ગુરૂવારે રાજનગરમાં શાંતિજિન-રાસ, સં. ૧૭૮૮ પછી લક્ષ્મીસાગરસૂરિ નિર્વાણરાસ, ચોવિસી, ૨૦ વિહરમાનજિનસ્તવનો વગેરે રચ્યાં.

એમના હસ્તાક્ષરની લખેલી પ્રત અમારા ભંડારમાં છે.

એમના શિષ્ય **પ્રતાપવિ૦—વિવેકવિ૦—પં. હેતવિ૦—પં. લખસીવિજયે** સં. ૧૮૭૧ વર્ષે પ્રથમ ભાદ્રવા સુદિ ૧ દિને

---

૧૫૬ શેહ ( આબૂથી લગભગ દક્ષિણમાં ૧૨ માઈલ ઉપર રાજપુતાના માળવા રેલ્વે સ્ટેશનનું ગામ )ના રહેવાસી **શ્રીવંત** શેઠ અને તેના કુટુંબના બીજા નવ જણાએ એકી સાથે દીક્ષા લીધી તે દશે આ હતા—

**શ્રીવંતશેઠ** તેમની સ્ત્રી **લાલબાઈ**. (બીજું નામ શિણગારદે) હતું. તેમના ચાર પુત્રો (ધારો મેઘો) કુંવરજી (કલો) અને **અજો**. તેમની પુત્રી, તેમની બહેન, તેમના બનેવી અને ભાણેજ.

આ દશેનાં નામો આ પ્રમાણે રાખવામાં આવ્યાં—

| | |
|---|---|
| ૧ શ્રીવંત શેઠનું | —કાંઈ જાણવામાં નથી. |
| ૨ સ્ત્રીનું | લાભશ્રી. |
| ૩ ધારાનું | ધર્મવિજય. |
| ૪ મેઘાનું | મેરૂવિજય. |
| ૫ કુંવરજી (કલો)નું | વિજયાનંદસૂરિ. |
| ૬ અજાનું | અમૃતવિજય. |
| ૭ પુત્રીનું | સહજશ્રી. |
| ૮ બહેનનું | રંગશ્રી. |
| ૯ બનેવીનું | શાર્દૂલઋષિ. |
| ૧૦ ભાણેજનું | ભક્તિવિજય. |

રાધનપુરમાં આત્માર્થે લખેલી શાંતિજિનરાસની પ્રતિ ૨૬૬–૧૫ વિ. ને. નં. ૩૧૬૫.

ધર્મવિજયના બીજા શિષ્ય ધનહર્ષ થયા. એમણે સં. ૧૬૫૩-માં તીર્થમાળાસ્તોત્ર, સં. ૧૬૭૭ મકરસંક્રાંતિ—પોષ સુદિ ૧૩ દિને જંબૂદ્વીપવિચારસ્તવન, દેવકુરૂક્ષેત્રવિચારસ્તવન, મંદોદરીરાવણસંવાદ, વગેરે સેનાપુર (શિનોર) માં, રચેલ છે. હરિઆલીઓ જૈનયુગ-માં પ્રગટ થએલ છે.

૪ ધનવિજય[૧૫૭]—એમણે સં. ૧૬૫૦ આસપાસ હરિષેણ-શ્રીષેણરાસ રચ્યો. સં. ૧૬૫૪ના વૈશાખ વદિ ૧૩ દિને અમદાવાદમાં પોતાના શિષ્ય ગુણવિજયને વાંચવા માટે હૈમવ્યાકરણ બૃહદ્વૃત્તિ-દીપિકા લખી સં. ૧૬૭૨ અને ૧૬૮૫ની વચમાં વિજયદેવસૂરિના રાજ્યમાં દેવવિમળગણિએ રચેલ હીરસૌભાગ્ય કાવ્ય, સં. ૧૬૭૪માં વિજયસેનસૂરિ શિષ્ય સંઘાવજયગણિએ રચેલી કલ્પસૂત્રદીપિકા સં. ૧૬૮૧માં, સિંહવિમળગણિ કૃત જિનવૃષભ સમવસરણપ્રકરણ તથા ભવિકપ્રકરણ એમણે સંશોધ્યા હતા. (જુઓ રાજકોટની ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના અહેવાલમાં પ્રો. આનંદશંકર બાપુ-ભાઇ ધ્રુવનો 'ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય' નામનો લેખ). મુનિસુંદર-સૂરિ કૃત અધ્યાત્મકલ્પદ્રુમ—શાંતરસ ભાવના (વે. નં. ૧૬૬૨) ઉપર સંસ્કૃતમાં ટીકા રચી. (પ્ર. તત્ત્વવિવેચક સભા અમદાવાદ), સં. ૧૬૯૯માં રાજનગરના ઉષ્મા (ઉસમાન) પુરમાં ધર્મો-પદેશલેશ નામનું આભાણક શતક ૧૦૮ શ્લોકમાં રચ્યું. (પ્ર. આગ. સમિતિ નં. ૪૯), અને સં. ૧૭૦૦માં સપ્તતિકા નામના કર્મગ્રંથ પર બાલાવબોધ રચ્યો. સં. ૧૭૦૨ જેઠ વદિ ૧૦ ગુરૂવારે લખેલી કર્મગ્રંથસ્તબક (ટબા)ની પ્રત. આ. વિ. મે જ્ઞા. ભં.

૧૫૭ એમણે પોતાના માતાપિતા અને બે ભાઈ (કમળ અને વિમળ) સાથે દીક્ષા લીધી હતી.

સં. ૧૭૧૩ની વચમાં મહાવીર ૨૭ ભવ સ્તવન રચ્યું. ૧૫૮(સાગર ભં. પાટણ પત્ર ૪ પ્ર. કાં. ભં. )

એમના શિષ્ય લાલવિજયે સં. ૧૬૭૩ આષાડ વદિ ૪ રવિ. છઠીઆડામાં જ્ઞાતાધર્મ ૧૯ અધ્યયન સઝાય (પ્ર. કાં.) નંદનમણીયારરાસ (વિદ્યા.), સુદર્શનસઝાય સં. ૧૬૭૬ માગશર–કડીમાં, વિચારસઝાય, ભરતબાહુબલીસઝાય, કયવન્નાઋષિસઝાય વગેરે રચ્યાં છે.

## ૩૪ સંઘવિજયગણિ

મોગલ સમ્રાટ્ અકબર નૃપ પ્રતિબોધક શ્રી હીરવિજયસૂરિજી પાસે મેઘજીઋષિએ લોંકા મતનો ત્યાગ કરી સં. ૧૬૨૮માં દીક્ષા લીધી અને મેઘજીનું નામ ઉદ્યોતવિજય રાખ્યું. આ પ્રસંગે અમદાવાદના જૈન સંઘે મોટો ઉત્સવ કર્યો હતો. આ દીક્ષા અવસરે મેઘજીની સાથે તેના ત્રીશ (અઠ્ઠાવીશ) શિષ્યોએ પણ તપાગચ્છની દીક્ષા લીધી હતી તે પૈકી ગણો નામના શિષ્યનું ગુણવિજય નામ રાખ્યું હતું. અને તેમના શિષ્ય તે પ્રસ્તુત કવિ સંઘવિજય[૧૫૯] પોતે અહિં પૃ.

---

૧૫૮ ઉપરોક્ત સર્વ ગ્રંથોમાં પોતાને હીરવિજયસૂરિના શિષ્ય જણાવે છે ત્યારે અહિં—શ્રી વીરપાટ પરંપરાગત, આનંદવિમળ સૂરીસરો.—

શ્રી વિજયદાનસૂરિ તાસ પાટિં, હીરવિજયસૂરિ ગણધરો.
શ્રી વિજયસેનસૂરિ તાસ પાટિં, વિજયદેવસૂરિ હિતધરો.
શ્રી કલ્યાણવિજય ઉવઝાય પંડિત, શ્રી શુભવિજય શિષ્ય જય કરો. આ પ્રમાણે ઉલ્લેખ છે. છતાં એ બન્ને એક જ હોવાનો સંભવ છે.

૧૫૯ ગૂજરાત પાટણનો વતની સંઘજી નામનો ગૃહસ્થ હતો. તેને સ્ત્રીથી એક પુત્રી થઈ હતી. પોતાને ૩૨ વર્ષની ઉમર થતાં હીરવિજયસૂરિના ઉપદેશથી દીક્ષા લેવાનું મન થતાં છેવટે સ્ત્રીની અનુમતિ લઈ, પોતાની પુત્રીનું લગ્ન કરી આપવા માટે ખોટી થયા વગર દીક્ષા લીધી, અને તેની સાથે બીજા સાત જણાએ દીક્ષા લીધી.

૯૯ પર મુદ્રિત સમતીર્થીસ્તવનના અંતે વિજયસેનસૂરિના શિષ્ય હોવાનું જણાવે છે.

એમણે સં. ૧૬૬૯ આસો સુદિ ૩ શ્રી ઋષભદેવાધિદેવ જિનરાજ સ્તવન રચ્યું. જેની કર્તાએ પોતે સં. ૧૬૭૦માં લખેલી પત વિ. ધ. ભંડારમાં છે. સં. ૧૬૭૪માં વિજયદેવસૂરિ રાજ્યે કલ્પસૂત્ર ઉપર કલ્પપ્રદીપિકા વૃત્તિ રચી. ગ્રં. ૩૩૦૦, એની સં. ૧૬૮૧માં લખેલી પ્રત લીંબડીના જ્ઞાનભંડારમાં ૧૨મા દાબડામાં સચવાઇ રહી છે. પત્ર સંખ્યા ૧૫૫, સં. ૧૬૭૮માં સિંહાસનબત્રીસી, સં. ૧૬૭૯ માગસર સુદિ ૫ અમરસેનવયરસેનરાજર્ષિ આખ્યાનક રચ્યું. સં. ૧૬૮૮માં દેવવિજયે રચેલી દેવેંદ્રસૂરિકૃત દાનાદિ ચાર કુલક પરની ધર્મરત્નમંજૂષા નામની વૃત્તિના સંશોધક તરીકે પણ એમનો ઉલ્લેખ મળે છે.

એમના શિષ્ય વૃદ્ધિવિજય હતા કે જેમણે લખેલી શ્રાદ્ધ-પ્રતિક્રમણ વૃત્તિની પ્રતિ. કાં. વડો.માં છે. તેના ઉપર નીચે મુજબ ઉલ્લેખ છે—

सं. १६७४ वर्षे आश्विन सितत्रयोदश्यां लिखितं तपागच्छाधिराज भट्टारक श्रीविजयसेनसूरीश्वर तत्पट्टालङ्कार भट्टारक श्रीविजयतिलकसूरिराज्ये पं. श्रीसंघविजयगणि शिष्य ग वृद्धिविजयेन श्रीराजनगरसत्के चाम्पापुर उस्मा·

---

નામ સૂરિજીએ સંઘવિજય રાખ્યું ( જુઓ સૂરીશ્વર અને સમ્રાટ્ . ૨૧૦ અને ૨૨૫). એ સંઘવિજય એમનાથી ભિન્ન હોવા સંભવે.

હીરવિ-સુમતિ વિ.ના શિષ્ય સિંહવિજય હતા. જેમણે સં. ૧૫૭૫માં લખેલી મૃગાવતી આખ્યાનની પ્રત નિ. વિ. જી મ. પુ આમ્રૂસામાં છે ( જુઓ પ્રશસ્તિ સંગ્રહ પૃ ૧૬૪, નં. ૭૭૧ ) એમને પણ ક્વચિત્ સંઘવિજયના સ્થળે મુકી દેવા ભૂલ થઇ જાય છે.

पुरे । इतिभद्रम् બીજા શિષ્ય સૂરવિજય—એમણે સં. ૧૬૬૨માં લખેલી સપ્તપદાર્થીની પ્રત રાધનપુરમાં છે. (પ્રશ. પૃ. ૧૬૭)

## ૩૫ રવિસાગર

તપાગચ્છીય હર્ષસાગર શિષ્ય રાજસાગર શિષ્ય સહજસાગરના શિષ્ય થાય છે. એમણે સં. ૧૬૩૬માં રૂપસેનચરિત્ર (કાં. છાણી), સં. ૧૬૪૫ માંડલમાં ખેંગાર રાજ્યે ૭૨૦૦ શ્લોક પ્રમાણ પ્રદ્યુમ્નચરિત્ર (કાં. વડો, હાલા. પાટણ, પ્ર. હી. હં.) અને સં. ૧૬૭૫ વર્ષે ઉન્નત (ઉના) નગરમાં મૌનએકાદશીકથા (બુહ્લર ૨, નં. ૨૨૬. હાલા. પાટણ, ગુ. નં. ૪૮, ૨૨), વીરસ્તુતિ, મહાવીરસ્તોત્ર, ગૌતમસ્તુતિ બે, નેમિજીનસ્તવન, હીરવિજયસૂરિસ્તવન (આમાં દરેક પદના અક્ષરો મેળવતાં શ્રીઆનંદવિમળસૂરિ, શ્રીવિજયદાન મુનીશ, શ્રી રાજપાળ[૧૬૦] વિશારદ અને ગુરુ હીરવિજય યતિ પાદ આ પ્રમાણે નામો નિકળે છે.) વગેરે રચેલ છે.

એમણે હીરવિજયસૂરિને પુછેલા પ્રશ્નો હીરપ્રશ્નમાં અને વિજયસેનસૂરિને પુછેલા સેનપ્રશ્નમાં દૃષ્ટિગોચર થાય છે.

## ૩૬ હંસરત્ન

તપાગચ્છીય વિજયરાજસૂરિના[૧૬૧] શિષ્ય જ્ઞાનરત્ન-ન્યા-

---

૧૬૦ પિપ્પલકગચ્છ સ્થાપક શાંતિસૂરિના સંતાનને પટ્ટ પરંપરામાં પૂર્ણચંદ્ર શાખામાં ૧૫મી પાટે પદ્માતિલકસૂરિ—ધર્મસાગરસૂરિ-વિમળપ્રભસૂરિના શિષ્ય હતા. એમણે સં. ૧૬૪૨માં મહા વદિ ૭ રવિવારે જંબુકુમાર રાસ રચેલ છે. એમના પાસે વિદ્યાભ્યાસ કર્યો હોય અગર કોઈ કારણને લઈને પૂજ્ય ગણતા હોય.

૧૬૧ ગૂર્જરદેશના કડીવાસી શ્રીમાલીવંશીય ખીમાશાહ પિતા ગમતાદે માતા મૂળનામ કુંવરજી જન્મ સં. ૧૬૭૯ વૈશાખ સુદિ ૩, દીક્ષા સં. ૧૬૮૯ અષાડ સુદિ ૧૦ ને દિને રાજનગરમાં શાહ મનજીએ કરાવેલા ઉત્સવપૂર્વક વિજયાનંદસૂરિ પાસે પિતા સહિત

નરત્નના શિષ્ય હતા. એમનો સત્તાકાળ સં. ૧૭૫૫થી સં. ૧૭૮૬ એમણે સં. ૧૭૫૫ માઘ સુદિ ૩ મંગળવારે ચોવીસી રચી. સં. ૧૭૮૧ માં ધનેશ્વરસૂરિકૃત શત્રુંજય મહાત્મ્ય ઉપરથી શત્રુંજય મહાત્મ્યોલ્લેખ નામનો ૧૫ સર્ગમાં સાદા સંસ્કૃતગદ્યમાં સાર રચ્યો (વે. નં. ૧૭૭૬), સં. ૧૭૮૬ ફાગણ વદિ ૫ ગુરુવારે ઉનામાં શિક્ષાશતક દુહા બનાવ્યા. સં. ૧૭૯૮ પહેલાં અધ્યાત્મકલ્પદ્રુમ ઉપર

લીધી. દીક્ષા નામ કુશળવિજય સૂરિપદ સં. ૧૭૦૪ (૧૭૦૩) શિરોહીમાં વિજયાનંદસૂરિએ આપી પોતાના પટ્ટધર બનાવ્યા. શા. રાઉલે પદ મહોત્સવ કર્યો. સં. ૧૭૦૫માં ખંભાતમાં વિમળાદે શ્રાવિકાએ વંદના મહોત્સવ કર્યો. સં. ૧૭૦૬માં ખંભાતમાં ભટ્ટારક પદ. સં. ૧૭૨૦માં દુષ્કાળ પડતાં અમદાવાદના મનિયા સુત શાંતિદાસે તે માટે પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું સં. ૧૭૪૨ અષાડ વદિ ૧૩ ખંભાતમાં સ્વર્ગવાસી થયા.

મોઢજ્ઞાતીય શ્રીવંતસાલજી પિતા. લલિતાદે માતાના બે પુત્રો નામે માલજી અને રામજીએ અમદાવાદથી શત્રુંજયનો સંઘ કાઢ્યો ને આ સૂરિ સાથે યાત્રા કરી. સં. ૧૭૨૩ ફા. સુદિ ૭ (જુઓ વિજયરાજસૂરિ રાસ પરથી હકીકત. જૈનયુગ કા. માગશર ૧૯૮૩ નો અંક).

એમના પ્રતિષ્ઠા લેખો સં. ૧૭૦૬–૧૭૧૦ના. ૨, સં ૧૭૦૬ ૨૧–બુ. ૧, સં. ૧૭૦૬–૧૦–૨૧ બુ. ૨, સં. ૧૭૨૧ જિ. ૨.

આ વિજયરાજસૂરિના શિષ્ય દાનવિજયે પોતાના શિષ્ય દર્શનવિજય માટે કલ્પસૂત્ર પર દાનદીપિકા નામની ટીકા (કાં. છાણી). અને સં. ૧૭૭૦ની આસપાસ ગૂર્જરધરામાં વિખ્યાત એવા શેખ ફત્તેના પુત્ર બેડમીયાને શીખવા માટે શબ્દભૂષણ નામનું એક સંસ્કૃત વ્યાકરણ પદ્યમાં રચ્યું (વે નં. ૮૫; ભાં. ૧૮૮૨–૮૩ નં. ૪૫૭).

બાલાવબોધ રચ્યો. ( પ્ર. પ્રકરણ રત્નાકર ભા. ૩ ) તે ઉપરાંત શંખેશ્વરપાર્શ્વનાથછંદ, વાસુપૂજ્યજિનસ્તવન, વગેરે રચેલ છે.

સં. ૧૭૬૪ ચૈત્ર સુદિ ૧૫ ગુરુવારે પાટણમાં લખેલી એમના હસ્તાક્ષરની યશોધરચરિત્રની પ્રત જૈ. આ. પુ. સૂરતમાં છે

## ૩૭ વિદ્યાવિમળ

અહિં પૃ. ૨૦૬ ઉપર મુદ્રિત પાર્શ્વજિનસ્તવનના કર્તા પોતાને વિદ્યાવિમળના શિષ્ય હોવાનું જણાવે છે. પોતાનું નામ દર્શાવતા નથી. વિદ્યાવિમળના રચેલા કોઇ ગ્રંથ અદ્યાવધિ ઉપલબ્ધ થયા નથી તેથી એમની ગુરુપરંપરા માટે ચોક્કસ નિર્ણય થઇ શકે તેમ નથી. તથાપિ પં. ઉ. વિ. સં. જ્ઞા. ભં. ચાણસ્મામાં અત્યારે અસ્તિત્વ ધરાવતી શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્રની પ્રતિની અન્તે—

तपागच्छनायक परम्परागत श्रीश्रीश्रीश्रीश्री श्रीहेमविमलसूरिश्वराणामन्तेवासिनां पं. श्री ३ श्री प्रमोदमण्डनगणिवराणां शिष्यदेश्य पण्डितमण्डलीमण्डन-भूभामिनी-भालस्थलतिलकायमान—अस्मादृशां चित्तचकोरमण्डन-पण्डितशिरोमण्डन -पण्डितश्रेणीशिरोमणि पण्डित श्रीश्रीश्रीसुमतिमण्डनगणितच्छिष्याणुना सहजविमलेनालेखि। स्ववाचनकृते पण्डित श्रीश्रीश्रीविद्याविमलवाचनकृते तथा ग० श्री[१६२]विजयविमलवाच्यमाना आचन्द्रार्कं नन्दतु वाच्यमाना। श्री शङ्खेश्वरपार्श्वनाथ प्रसादात् लिपीकृता संवत् १६५९ वर्षे अणहिल्लपुरनगरे । श्रीः ।

—પ્રશસ્તિસંગ્રહ ભા. ૨, પૃ. ૧૫૪. પ્રત નં. ૬૦૫

---

૧૬૨ તપાગચ્છીય (નં.૩૧) આનંદવિમળસૂરિના શિષ્ય હતા. એમણે વિજયદાનસૂરિરાજ્યે (સં. ૧૬૨૨ પહેલાં) ગચ્છાચારપયન્ના પર ટીકા લખી (પ્ર. આ. સમિતિ નં. ૩૬) સં. ૧૬૨૩માં ઔપશમિકાદિ ૫ ભાવ ઉપર ભાવપ્રકરણ અને તેની સ્વોપજ્ઞવૃત્તિ અવચૂરિ (મુદ્રિત), બંધોદય સત્તા પ્રકરણ અને તેના ઉપર સ્વોપજ્ઞ અવચૂરિ

આ પ્રમાણે ઉલ્લેખ નજરે પડે છે તેથી સહજવિમળના જ શિષ્ય હોવા સંભવે. મારી આ કલ્પના સત્ય જ હોય તો એમનો વંશવૃક્ષ આ પ્રમાણે ફલિત થાય—

હેમવિમળસૂરિ
|
પ્રમોદમંડનગણિ
|
સુમતિમંડનગણિ.
|
સહજવિમળ
|
વિદ્યાવિમળ — વિજયવિમળ

સં. ૧૫૩૪માં આનંદવિમળસૂરિ શિષ્ય વાનરઋષિ–વિજયવિમળ કૃત ગચ્છાચારપયન્નાની ટીકા ( પ્ર. દયાવિમળ ગ્રંથમાળા નં. ૨૫) ના લેખન અને સંશોધન કાર્યમાં પણ એ મદદગાર હતા. સં. ૧૭૦૩ કાર્તિક સુદિ ૧૦ શનિવારે એમણે લખેલી ભરતબાહુબલિ પ્રબંધની પ્રત રત્ન. ડે. માં છે.

---

(પ્ર. આ. સભા.) પ્રથમ રચેલી ગચ્છાચારપયન્નાની લઘુ ટીકા ઉપરથી સં. ૧૬૩૪માં વિસ્તૃત (મોટી) ટીકા. (પી. ૫, ૧૬૧, કાં. વડો. શુદ્ધ ૬ ન. ૮૩૫ પ્ર. દયા. વિમળ ગ્રંથમાળા. નં. ૨૫), તંદુલવેયાલિયપયન્નો પર અવચૂરિ (પ્ર. દે. ઞા. નં. ૫૯) કે જેના પરથી સં. ૧૬૫૫માં તેના શિષ્ય વિશાલસુંદરે નાગપુર (નાગોર)માં સંક્ષેપ કર્યો. (પ્ર. કાં.) જિનેંદ્રવ્યા૦ અનિટ્કારિકા અવચૂરિ (વિવેક. ઉદે.) જયાનંદસૂરિ કૃત સાધારણજિનસ્તવન પર અવચૂરિ (પી. ૪. નં. ૧૩૬૯), સં. ૧૬૬૨માં હર્ષકુલગણિકૃત બંધ હેતૂદય ત્રિભંગી પર અવચૂરિ ( ભાં. ૬ નં, ૧૧૬૫ ) પ્રાચીન ૪ કર્મગ્રન્થોની પ્રસ્તાવના પ્રતિલેખનાકુળક ૨૮. પ્રા. ગાથામાં રચ્યું (કાં. વડો.) સં. ૧૬૩૯માં હીરવિજયસૂરિએ રચેલી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ વૃત્તિના સંશોધક તરીકે એમનો પણ ઉલ્લેખ નજરે પડે છે.

## ૩૮ શિવસુંદર

આ નામની બે વ્યક્તિઓ ઇતિહાસને પાને ચઢેલી નજરે પડે છે તે આ પ્રમાણે—

૧ ખરતરગચ્છીય ખેમશાખા સંસ્થાપક **ક્ષેમકીર્તિ** સંતાનીય **શિવસુંદર** પાઠક. એમના શિષ્ય **હેમસોમ-જ્ઞાનાનંદ**ના શિષ્ય **ભુવનકીર્તિ** (બીજા)એ સં. ૧૭૦૨ મહાવદિ ૧૧ ગુરૂ ખંભાતમાં ગજસુકુમાળચોપાઈ, સં. ૧૭૦૬ મહા સુદિ ૩ ગુરૂ ઉદયપુરમાં અંજનાસુંદરીરાસ રચ્યો.

૨ **કુવળાગચ્છીય.** (જિનવિ. પ્રા. લે. નં. ૩૧૬ સં. ૧૯૦૨). આ બેમાંથી અહિં પૃ. ૨૦૪ પર મુદ્રિત યમકમય સ્તોત્રના કર્તા કોણ હશે તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે. તથાપિ પ્રતો જરા જીર્ણ અવસ્થાની ઉપલબ્ધ થાય છે તેથી ખેમશાખાના જ આચાર્ય હોય એમ મારૂં માનવું છે.

આ સિવાય એમની કૃતિ વરસંવરસં૦ પાર્શ્વજિનસ્તવન સટીક પ્ર. જૈ. શ્રે. મહેસાણા મળી આવે છે.

**ઉપસંહારઃ—**

આ વિભાગમાં આપેલાં ૬૨ સ્તોત્રોના ૩૮ રચયિતાઓનો ટુંક પરિચય અહિં સમાપ્ત થાય છે. ગચ્છવ્યામોહ તથા કદાગ્રહને દૂર રાખી ખરતર, તપા, અંચલ, અને પાર્શ્વચંદ્ર વગેરે કોઈનો પણ ભેદભાવ રાખ્યા સિવાય દરેકને યોગ્ય ન્યાય આપવામાં આવેલ છે, છતાં ઈતિહાસનો વિષય અત્યંત ગહન અને પુષ્કળ શોધખોળને માંગનારો હોવાથી કોઈ સ્થળે સ્ખલના થવા પામી હોય અગર કોઈની લાગણી દુખાય તેવા શબ્દો લખાયા હોય તો તેની ક્ષમા આપવી એ સજ્જનોનો ધર્મ છે.

પ્રસ્તાવના લગભગ ચાર પાંચ ફરમા જેટલી લખવા ધારેલી, પરંતુ સ્તોત્રપ્રણેતાઓની ગુરુપરંપરા શિષ્યસંતતિ અન્ય કૃતિઓ

અને સમાન નામધારક ભિન્નભિન્ન ગચ્છોમાં થએલી વ્યકિતઓ વગેરેની નોંધ લેતાં અનાયાસે બમણી વિસ્તૃત બની ગઈ છે. તથાપિ કેટલીક ઉપયોગી અને નવીન બાબતો ઉપર પ્રકાશ નાંખતી હોવાથી વાંચકોને અપ્રિય નહી લાગે તેમજ જૈનોનો સળંગ ઇતિહાસ યોજવાની ઇચ્છા ધરાવનારાઓને કંઈક અંશે માર્ગદર્શક થશે એવી આશા છે.

આ ગ્રંથના સંપાદન કાર્યમાં પ્રાચીન પ્રતો વગેરેના પ્રદાનથી સહાયતા આપનાર પાટણ બિરાજતા વયોવૃદ્ધ પૂજ્યપાદ પ્રવર્તકજી શ્રીકાંતિવિજયજી મહારાજ તથા પરમપૂજ્ય પ્રાતઃસ્મરણીય ગુરૂદેવ (દક્ષિણ વિહારી શ્રી **અમરવિજયજી** મહારાજ)નો ઉપકાર કદિ પણ ભૂલી શકાય તેમ નથી.

આ પ્રસ્તાવના યોજવામાં—

| | | |
|---|---|---|
| ગચ્છમતપ્રબંધ— | સંપાદક | આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી. |
| જૈનરાસમાળા ભા. ૧ | ,, | ,, |
| ધાતુપ્રતિમા લેખ સંગ્રહ ભા. ૧–૨ | ,, | ,, |
| પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભા. ૨ | ,, | શ્રી જિનવિજયજી. |
| જૈન ઐતિહાસિક ગૂર્જરકાવ્ય સંચય | ,, | ,, |
| વિજ્ઞપ્તિત્રિવેણી. | ,, | ,, |
| ઐતિહાસિક સઝાયમાળા ભા. ૧ | ,, | વિજયધર્મસૂરિજી. |
| ઐતિહાસિક રાસ સંગ્રહ ભા. ૨ | ,, | ,, |
| પ્રભાવકચરિત્રપર્યાલોચન | | યોજક મુનિ શ્રી કલ્યાણવિજયજી |
| જૈન ગૂર્જર કવિઓ ભા. ૧–૨ | | વકીલ મોહનલાલ દલીચંદ દેશાઈ |
| જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ | | ,, |
| પ્રશસ્તિસંગ્રહ | ,, | જૈન સાહિત્ય પ્રદર્શન અમદાવાદ |
| જેશલમેરૂભાંડાગારીયસૂચિ | | પ્ર. ગા. ઓ. સિરીઝ વડોદરા. |

વગેરે મુદ્રિત ગ્રંથોનો આધાર લેવામાં આવેલ છે, માટે તે તે ગ્રંથોના સંપાદક મહાશયો તેમજ પ્રકાશકોનો અત્રે આભાર માનવામાં આવે છે.

મારી અલ્પમતિ પ્રમાણે કાળજીપૂર્વક સંશોધન કાર્ય કર્યું છે; છતાં અનાભોગ પ્રમાદવશાત્ જે કંઈ અશુદ્ધિઓ રહેલી દૃષ્ટિગોચર થાય તેની ક્ષમા યાચી, સુધારી વાંચવા માટે વાચકોને અભ્યર્થના કરી, જિનેશ્વરદેવનાં સ્તોત્રોનું પઠન-પાઠન કરી ભવ્ય જીવો સમ્યક્ત્વની નિર્મલતાપૂર્વક આત્મશુદ્ધિ પ્રાપ્ત કરો અને અપાર સંસારસમુદ્રને સુતર બનાવો એવી હાર્દિક અભિલાષા રાખતો વિરમું છું.

તા. ૨૦-૯-૩૬
શીનોર.
જૈન ઉપાશ્રય.

દક્ષિણવિહારિ મુનિશ્રીઅમરવિજયજી
મહારાજનો ચરણસેવક મુનિ ચતુરવિજય

# જૈનસ્તોત્રસંદોહ

## ભાગ ૧ લો.

સંપાદક : મુનિમહારાજ શ્રીચતુરવિજયજી

કિમત પાંચ રૂપિઆ

લગભગ ૭૦૦ પાનાં, બેરંગી જેકેટ, ઉવસગ્ગહરં સ્તોત્રનાં (૧) જગદ્વલ્લભ, (૨) સૌભાગ્યદાયિ, (૩) લક્ષ્મીવૃદ્ધિકર, (૩) ભૂતાદિનિગ્રહકર, (૫) સર્વજ્વરહર, (૬) શાકિનીનિગ્રહકર તથા (૭) વિષનિગ્રહકર સાત યંત્રો અને કલિકુંડ પાર્શ્વનાથનો યંત્ર વગેરે આર્ટપેપર ઉપર છાપેલાં આઠ યંત્રો.

—: તથા :—

૧. શ્રી ધર્મઘોષસૂરિકૃત મહામન્ત્રગર્ભિત શ્રી અજિતશાન્તિસ્તવ, (૨) શ્રી વાદિદેવસૂરિકૃત કલિકુણ્ડપાર્શ્વજિનસ્તવ, (૩) શ્રી મુનિચન્દ્રસૂરિકૃત કલિકુણ્ડપાર્શ્વજિનસ્તવ, (૪) શ્રી જિનપ્રભસૂરિકૃત મંત્રગર્ભિત શ્રી ગૌતમસ્તોત્ર, (૫) શ્રીઆર્યનન્દિલકૃત મંત્રમય વૈરાટ્યાસ્તવ, (૬) શ્રી શુભસુન્દરગણિકૃત યંત્રમંત્રૌષધાદિગર્ભિત શ્રી યુગાદિદેવસ્તવ, (૭) મન્ત્રાધિરાજસ્તોત્ર, (૮) ઉપસર્ગહરસ્તોત્ર શ્રી ચન્દ્રસૂરિની મંત્રમય ટીકા સહિત, (૯) પદ્માવત્યક પાંચસો બાવીસ શ્લોક પ્રમાણ શ્રી પાર્શ્વદેવગણિ વિરચિત મંત્રમય ટીકા તથા (૧૦) શ્રી ધર્મઘોષસૂરિકૃત શ્રી પાર્શ્વનાથમાલામન્ત્રસ્તવ વગેરે મંત્રમય સ્તોત્રોનો અમૂલ્ય સંગ્રહ. જેના ઉપર પાશ્ચિમાત્ય વિદ્વાનોના સેંકડો અભિપ્રાયો મળી ચૂકેલા છે, તેમાંના કેટલાક અભિપ્રાયો જોડેનાં પાનાંઓ ઉપર વાંચવા વાચકોને ભલામણ છે.

# કેટલાક અભિપ્રાયો

( 1 )

**Prof. M. Winternitz**
Prague ( Czechoslovakia )
Jan. 5th. 1933.

× × × × This beautiful collection of Jaina Stotras will be welcome to all students of Jaina literature.

*Yours sincerely,*
**M. Winternitz.**

( 2 )

**Professor Dr. Stien Konow**
Oslo. Jan. 8th. 1933.

**Dear Mr. Nawab,**

I beg to send you my sincere thanks for kindly letting me have a copy of the beautiful edition of the Jaina Stotra Sandoha Part I. It has been a pleasure to look through it, and it will be very convinient also as a handy reader. I am convinced that many European scholars would welcome an edition of the Sacred Scriptures of the Jaina religion on simiiar lines, in small handy volumes, and some day I hope that we shall get such a series.

*Yours sincerely,*
**Stien Konow.**

( 3 )

**Dr. L. Alsdorf. Ph. D.**
Berlin. 7th. Feb. 1933.

**Dear Sir,**

I have much peasure in acknowledging the receipt of ' Jaina Stotra Sandoha Part I. ' × × × × × × May this promising fist volume of the new series soon be followed by other jewels from the hidden treasures of Jain literature !

*Yours truly,*
**Dr. L Alsdorf. Ph. D.**

( 4 )

British Museum,
London. W. C. I 4th. Jan. 1933.

**Sir,**

× × × × The book is very interesting and in many respects valuable; I wish you all success in your enterprise.

*Yours faithfully,*
**L. D. Barnett.**

( 5 )

**Walter Ruben**
Frankfurt. A. M.
28-1-33 ( Germany )

**Dear Sir,**

I thank you very much for your valuable book. The learned Introduction, the very full

index, the diagrams and the other appendices are extremely useful additions to the prayers who are till now not in any sense known in Europe as they are worth to be ! We European scholars generally read only the philosophical books and biographies of the Jains, but up to date we did not know what a great treasure of religious feelings and high-class poetry is invested in your prayers ! Many thanks for this welcomed gift ! I hope that you will be in a position further to pursue your edition of such jewels of your religion ! That will be a good help for the science of India, of Jainism, of the general history of religions, and you will get many friends by this work !

*Sincerly yours*
**Walter Ruben.**

## NOTE

Besides these valued opinions we have felicitations from Dr. Schubring of Germany, Dr. Guerinot of Paris, Dr. Stien of Prague, Dr. Glesenap of Koenigsberg and many other distinguished scholars. We regret, encroachment on our limited space does not allow us to print them all.

**—Sarabhai Nawab.**

